## શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈના સ્મારક ગ્રંથમાળાનો

# પરિચય

ઈ. સ. ૧૮૬૪માં મુંબઈના મશહૂર શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ અમદાવાદ આવ્યા હતા ત્યારે એમણે ગુજરાતના જુવાન માણસોમાં બુદ્ધિનાં કામ કરવાની હોંશ વધારવાને તથા આ સભાનાં ઉપયોગી કામને પુષ્ટિ આપવા સારું રૂ. ૨૫૦૦) સભાને સોંપ્યા હતા કે જેના વ્યાજમાંથી ગુજરાતીમાં સારા નિબંધ તથા પુસ્તક રચાવવાં. એ પ્રમાણે આ ફંડમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તક સભાએ છપાવ્યાં છે:

૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ
૨. દેવજ્ઞદર્પણ
૩. ગુજરાતના ભિખારીઓ
૪. ભિક્ષુક વિષે નિબંધ
૫. અર્થશાસ્ત્ર
૬. સ્ત્રીનીતિધર્મ (૫મી આવૃત્તિ)
૭. ગુજરાતના ઉત્કર્ષનાં સાધન
૮. દુકાળ
૯. સેવિંગ એજન્સી અમલ
૧૦. સ્થાનિક સ્વરાજ્ય
૧૧. અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વ
૧૨. જ્ઞાનવચન (૩ જી આ૦)
૧૩. પ્રાચીન ભરતખંડનો મહિમા
૧૪. પ્રેસિડંટ લિંકનનું ચરિત્ર
૧૫. મોહસિનીનાં નીતિવચનો
૧૬. માર્કોપોલોનો પ્રવાસ
૧૭. જીવતત્ત્વ
૧૮. વનસ્પતિતત્ત્વવિજ્ઞાન
૧૯. નવરાશવખતમાં ગંમત ને જ્ઞાન
૨૦. ખેતીવાડી અને ખાતર
૨૧. બ્રિ. હિંદનો આર્થિક ઇતિહાસ-૧
૨૨. અગ્નિમાંદ્ય
૨૩. નીરોગી રહેવાના ઉપાય
૨૪. મંત્રરહસ્ય
૨૫. સૌંદર્ય અને લલિતકળા
૨૬. વિચારસ્વાતંત્ર્યનો ઇતિહાસ
૨૭. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા-૧
૨૮. „ „ -૨
૨૯. „ „ -૩
૩૦. ગુજરાતીઓનો હિંદી સાહિત્યમાં આપેલો ફાળો
૩૧. ભારતીય અર્થશાસ્ત્ર
૩૨. બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ-૧
૩૩. „ „ -૨
૩૪. પ્રેમાનંદઃ એક અધ્યયન

ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ
તા. ૨૬-૪-'૫૯

જેઠાલાલ જીવનલાલ ગાંધી
સહાયક મંત્રી-ગુજ. વિદ્યાસભા

## શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈના સ્મારક ગ્રંથમાળાનો

# પરિચય

ઈ. સ. ૧૮૬૪ માં મુંબઈના મશહૂર શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ અમદાવાદ આવ્યા હતા ત્યારે એમણે ગુજરાતના જુવાન માણસોમાં બુદ્ધિનાં કામ કરવાની હોંશ વધારવાને તથા આ સભાનાં ઉપયોગી કામને પુષ્ટિ આપવા સારુ રૂ. ૨૫૦૦) સભાને સોંપ્યા હતા કે જેના વ્યાજમાંથી ગુજરાતીમાં સારા નિબંધ તથા પુસ્તક રચાવવાં. એ પ્રમાણે આ ફંડમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તક સભાએ છપાવ્યાં છે:

૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ
૨. દૈવજ્ઞદર્પણ
૩. ગુજરાતના ભિખારીઓ
૪. ભિક્ષુક વિષે નિબંધ
૫. અર્થશાસ્ત્ર
૬. શ્રીનીતિધર્મ (પમી આવૃત્તિ)
૭. ગુજરાતના ઉત્કર્ષનાં સાધન
૮. દુકાળ
૯. સેવિંગ બેંકની અગત્ય
૧૦. સ્થાનિક સ્વરાજ્ય
૧૧. અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વ
૧૨. જ્ઞાનવચન (૩ જી આ૦)
૧૩. પ્રાચીન ભરતખંડનો મહિમા
૧૪. પ્રેસિડંટ લિંકનનું ચરિત્ર
૧૫. મોહસિનીનાં નીતિવંચનો
૧૬. માર્કોપોલોનો પ્રવાસ
૧૭. જીવતત્ત્વ
૧૮. વનસ્પતિતત્ત્વવિજ્ઞાન
૧૯. નવરાશવખતમાં ગમત ને જ્ઞાન
૨૦. ખેતીવાડી અને ખાતર
૨૧. બ્રિ. હિંદનો આર્થિક ઇતિહાસ-૧
૨૨. અગ્નિમાંદ્ય
૨૩. નીરોગી રહેવાના ઉપાય
૨૪. મજ્જારહસ્ય
૨૫. સૌંદર્ય અને લલિતકળા
૨૬. વિચારસ્વાતંત્ર્યનો ઇતિહાસ
૨૭. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા-૧
૨૮. " " -૨
૨૯. " " -૩
૩૦. ગુજરાતીઓનો હિંદી સાહિત્યમાં આપેલો ફાળો
૩૧. ભારતીય અર્થશાસ્ત્ર
૩૨. બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ-૧
૩૩. " " -૨
૩૪. પ્રેમાનંદ : એક અધ્યયન

ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ
તા. ૨૬-૪-'૫૮

જેઠાલાલ જીવનલાલ ગાંધી
સહાયક મંત્રી—ગુજ. વિદ્યાસભા

# પ્રસ્તાવના

'કવિચરિત'ના ભાગ ૧–૨ ની પહેલી આવૃત્તિ છપાયા પછી ૩ જો ભાગ પ્રસિદ્ધ કરવાની વિચારણા હતી. એ માટે પ્રેમાનંદ સિવાયના એના સમકાલીન મોટા ભાગના કવિઓનું ચરિત લખાઈ ગયેલું હતું. પ્રેમાનંદનું લખવાનું બાકી હતું તે માટે વાચન શરૂ કર્યું, દરમ્યાન 'પ્રાચીનકાવ્ય ત્રૈમાસિક' અને 'પ્રાચીન કાવ્યમાળા'ના અંકો અને ગ્રંથો જોવાનું પણ 'ગુજરાત સાહિત્ય સભા'ના એક ભાષણ માટે આવશ્યક બન્યું. પાછલા ભાષણના લખાણમાં નરસિંહ પ્રેમાનંદ રત્નેશ્વર વીરજી હરિદાસ દ્વારકાદાસ વલ્લભ વગેરેને નામે ચડેલી અનેક કૃતિઓના વિષયમાં પણ વિચારણા રજૂ થઈ અને એ ભાષણ 'ગુજરાત સાહિત્ય સભા'ની સ. ૧૯૪૨–૪૩ની કાર્યવહીમાં પણ છપાયું ને વિદ્વાનોનો સમાદર પામ્યું. એ ઉત્સાહે 'પ્રેમાનંદ' ઉપર સ્વતંત્ર અધ્યયન આપવાનો મનોભાવ થયો ને એ રીતે આ 'અધ્યયન' લખાતું ગયું ને છપાતું ગયું. એના ૧૪ ફર્મા જેટલો ભાગ છપાયા પછી કામ બધ રહ્યું. પ્રેસ બંધ થતાં એ ૧૪ ફર્મા ગેરવલ્લે પડયા ને એની ખોજ લગભગ નિરાશામાં પરિણમી. દરમ્યાન પછીનો ભાગ પણ લખાયો અને એ પણ છપાઈ ગયો. ગૂમ થયેલા ફર્માઓની ખોજ આમ છતાં ચાલુ હતી. નિયમ મુજબ ગઈ તા. ૨૨–૧૧–૫૭ ને શુક્રવારે ફરી 'મનોરથ પ્રિન્ટરી'માં ડૉ. છોટુભાઈ ર. નાયક સાથે ખોજને માટે જવાનું થયું. જવાબ નિરાશામાં હતો, છતાં ડૂબતો તરણાને પકડે તેમ મેં જૂના ફર્માઓની થપ્પીઓ કયાંય હોય તો નજર નીચે નખાવા દેવાની વિનંતિ કરી. પરિણામ શુભ આવ્યું. એક અભરાઈ ઉપર નિરાધારની

આફક ખડકાયેલાં ફર્માઓની કેટલીક બાંધેલી થપ્પીઓ જોવામાં આવી. મારી દસ વર્ષની મહેનત આમ સફળતા પામી એનો આનંદ નવજાત-પુત્ર-દર્શન જેવો થયો. અને આજે હવે આ આખું અધ્યયન હું એના અભ્યાસકોની સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી થયો છું.

ગુજ. યુનિ.ના એમ. એ.ના ગુજરાતીના અભ્યાસક્રમમાં ૧૯૫૮–૫૯નાં બે વર્ષ માટે 'પ્રેમાનંદ' નિશ્ચિત થયેલો છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપક મિત્રોની તો માંગ સતત ચાલુ જ છે. એવે ટાંકણે આ 'પ્રેમાનંદ: એક અધ્યયન' આઠ–દસ વર્ષના લાંબા ગાળા પછી પ્રસિદ્ધ કરવાનું સૌભાગ્ય મળે છે એનો આનંદ અનુભવું છું. 'પ્રેમાનંદ' વિશેનાં પ્રાપ્ય સમગ્ર સાધનો ઉપરથી આ અધ્યયન લખાયેલું હોઈ એના વિશેના મોટા ભાગના પ્રશ્નોનું નિરાકરણ એ કરી આપે છે.

હવે 'કવિચરિત' ભાગ ૩–૪ની સામગ્રી લગભગ તૈયાર છે. એક પુનરાવર્તન તેમજ નવા જાણવામાં આવેલા, અને ન અપાયેલા શામળ–દયારામના સંક્ષિપ્ત ચરિતાલેખનથી એ કાર્ય છાપવા આપી શકાશે. એ પણ એકાદ વર્ષમાં જ આ વિષયના અભ્યાસીઓ સમક્ષ રજૂ કરવાનો મનોભાવ છે.

ગુજરાત વિદ્યાસભાએ આવા અભ્યાસ કરવાનો યોગ સાધી આપ્યો છે એ મારું પરમ ભાગ્ય સમજું છું. એ રીતે 'નરસિંહ મહેતો: એક અધ્યયન' પણ લખાયું છે અને ઘણોખરો ભાગ છપાઈ ગયો છે. થોડા સમયમાં એ પણ પ્રસિદ્ધ થશે. એ જ રીતે ગયાના આગલા વર્ષે ગુજ. યુનિ ના એમ. એ. ના વિદ્યાર્થીઓને 'ભાલણ' ભણાવવાનું મને સદ્ભાગ્ય મળ્યું હતું અને 'ભાલણ: એક અધ્યયન' સિદ્ધ થયું, જે પણ થોડા જ સમયમાં પ્રસિદ્ધ થશે.

'કવિચરિત' લખાવવાનો વિચાર સ્વ. હીરાલાલ ત્રિ. પારેખ (એ સમયના સહાયક મંત્રી)ને આવ્યો ને મને વિદ્યાસભામાં બેસી એ કામ સાધી આપવાનું ફરમાન થયું. એ ફરમાનના શુભ પરિણામ

તે "કવિચરિત" અને "આપણા કવિઓ" છે, અને એ જ ક્રમમાં વિશિષ્ટ ફલ તે ઉપરનાં ત્રણ અભ્યયન છે. આનું બધું શ્રેય સ્વ. હીરાલાલ ત્રિ. પારેખને, અને મને અભ્યાસની તક સદા આપનારા, ભો. જે. વિદ્યાભવનના અધ્યક્ષ પ્રો. રસિકલાલ છો. પરીખને છે. આ બંને વિદ્વાનોના આશીર્વાદ સાથે આ મારી નવીન રચના એના રસિયા અભ્યાસીઓ સમક્ષ રજૂ કરું છું. એનો એઓ યથાયોગ્ય ઉપયોગ કરે એટલાથી આ મારા પ્રયત્નની કૃતકૃત્યતા છે.

અને આ કૃતિ ગુ. વિદ્યાસભાના પ્રકાશન લેખે સ્વીકારવા બદલ હું વિદ્યાસભાના સંચાલક મંડળનો પણ ઋણી છું; અને મારી પૂર્વની અહીંની કૃતિઓની પરંપરામાં આ કૃતિને પણ ઉમેરી કૃતાર્થતા અનુભવું છું.

ગુ. વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ
તા. ૩૦-૪-'૫૮

કે. કા. શાસ્ત્રી
(ક્યુરેટર)

## શોધપત્ર

પૃ. ૧૯૪ : પૃ. ૧૮૬ મે ઉપર "ચોવીસા બ્રાહ્મણો નદિરામાંથી ' નહિ, પણ ' મેવાડાનો સંબંધ-પ્રાચીન હોવાથી ચોવીશા મેવાડાની શાખા જેવા છે ' એમ બતાવવામાં આવ્યું છે. આ વિષયમાં મારા ચોવીશા મિત્ર શ્રી. પન્નાલાલ જયશંકર પંડ્યા ( વડોદરાવાળા )ને પણ મારા તરફથી પૂછવામાં આવ્યું હતું. એઓ તો ચોવીશાની ઉત્પત્તિ નદિરામાંથી જ માને છે. ડુંગરપુર—વાંસવાડા, તેમજ રતલામના પ્રદેશોમાં ચોવીશા બ્રાહ્મણોની સારી વસ્તી છે અને એ ત્યાં મેવાડાના સાહચર્યમાં મુખ્યત્વે છે, ત્યાં નદિરાઓનો સંબંધ નથી. આ સ્થિતિમાં બેમાંથી કયું મંતવ્ય સ્વીકારવું એ મુશ્કેલ છે. તેથી જ અત્યાર સુધીમાં આ વિષયમાં જે કાંઈ મળ્યું છે તે સર્વ કાંઈ આપવાનો આ પ્રયત્ન છે. અત્યારના સંયોગોમાં ચોક્કસ નિર્ણય ઉપર આવવું હજી શક્ય નથી બન્યું.

પૃ. ૨૦૧-૨૦૨ અને ૨૧૨ : ભાલણે દશમસ્કંધમાં શરૂઆત પદોથી કરી અને પછી કડવાં જેવી કથાત્મક રચના થઈ એ મતલબનું વિધાન પૂર્વે થયું છે તેમાં હવે એટલો સુધારો કરવાનો છે કે શરૂમાં નાનાં કડવાં એણે રચેલાં, પણ આગળ જતાં લાંબાં પણ રચાયાં, એનાં ઊર્મિથી ભરેલાં પદ તો એની સ્વતંત્ર રચના છે અને પાછળથી પોતાને કે મળેલા કોઈ સંપાદકને હાથે દશમસ્કંધમાં ઉમેરાયાં છે, જેઓને કાઢી લેવામાં આવે તો મૂળ રચનામાં કાંઈ ઊણપ વરતાતી નથી. ' આ નવા પ્રકાશમાં આ પાનાં વાંચવાં.

પૃ. ૨૦૮ : પાદટીપ : પરંતુ 'રણયજ્ઞ'નો સૌથી જૂનો પ્રયોગ તો મહાભારત—સભાપર્વ—અ. ૨૦ માં થયેલો મારા જોવામાં આવ્યો છે.

स्वर्गे ह्येव समास्थाय रणयज्ञेषु दीक्षिताः ।
यजन्ते क्षत्रिया लोकास्तद्विद्धि मगधाधिप ॥

( મહાભારત-સભાપર્વ : ૨૦-૧૫—ભાં. રિ. ઈ., પૂના )

પૃ. ૨૨૪ : ભાલણે 'દશમસ્કંધ'માં એક પદ ઝૂલણામાં બાંધ્યું છે : 'મહી મથન કરું, કાન શેરી ધરું, નીસરું ક્ષણ્ ક્ષણ્ દ્વાર ધાઈ' વગેરે ( દશમસ્કંધ : પદ ૨૪૨ મું ); એટલે ભાલણને પણ આ બંધ અપરિચિત તો નથી જ.

પૃ. ૨૪૭ : 'કરુણ'ની ચર્ચામાં 'વિપ્રલંભ'થી કરુણનો ભેદ બતાવવા વિરહની ઉત્કટ દશાના ચિત્રણમાં આપણને 'કરુણ વ્યભિચારી ભાવ તરીકે જોવામાં આવે છે' તે સ્થળે 'કરુણ રસમાં જે વ્યભિચારી ભાવો છે તે ભાવો વ્યભિચારી ભાવ તરીકે જોવામાં આવે છે' એમ વાંચવું. મૃત્યુ સિવાયની બીજી બધી સ્થિતિ વિપ્રલંભમાં હોય છે; 'નળાખ્યાનમાં દમયંતી ઉપરનાં પડતાં દુઃખોમાં એની જે કરુણ દશા કવિએ ચીતરી છે તે શૃંગાર રસની નહિ, પણ કરુણની છે અને તેથી અહીં રસ કરુણ છે' એવા પ્રકારનો વાદ કેટલાક ગુજરાતી વિદ્વાનોએ ઉપાડ્યો છે. આમાં 'શૃંગાર' શબ્દ સામેની માત્ર સૂગ સિવાય બીજું નથી. करुणवद् विप्रलम्भः (સાગરનંદી)ની સ્થિતિ છે અને કરુણના વ્યભિચારી ભાવો : શંકા ઔત્સુક્ય મદ ગ્લાનિ નિદ્રા સુપ્ત પ્રબોધ ચિંતા અસૂયા નિર્વેદ ઉન્માદ જડતા વ્યાધિ સ્વપ્ન અપસ્માર વગેરે વિપ્રલંભ શૃંગારના પણ વ્યભિચારી ભાવો છે. સ્વજનોના મૃત્યુ પછીનો જે ધલવલાટ તે કરુણરસ; નાયક કે નાયિકામાંના કોઈનું મૃત્યુ થયું ન હોય અને વિયોગ હોય-ભલેને એમાંનો ધલવલાટ અત્યંત ઉગ્ર કોટિનો હોય-તો એ વિપ્રલંભ શૃંગાર છે. આ. હેમચંદ્રના જણાવ્યા પ્રમાણે 'કરુણ-વિપ્રલંભ' તો 'કરુણરસ' જ છે. (કાવ્યાનુશાસન-પૃ. ૭૧-'નિ. સા. પ્રેસ)

૩. ચરિત-લેખનના વિભિન્ન પ્રયત્ન—પ્રેમાનંદની જીવન-ઘટનાઓમાં એક પછી એક પચીસ પગથિયે જુદા જુદા ચરિત્ર-લેખકો તરફથી કેવી રીતે ઉમેરા થયા એ તે તે ચરિત્રલેખકના શબ્દોમાં યા સારરૂપે પૂર્વપક્ષના રૂપમાં આપવામાં આવ્યા છે. આમાં સ્વ દલપતરામ, સ્વ કવિ નર્મદાશંકર, સ્વ ડાહ્યાભાઈ પંડિત, સ્વ નવલરામ પંડ્યા, સ્વ દી. ગો કાંટાવાળા, સ્વ. ઇચ્છારામ દેસાઈ, સ્વ. ભા નિ મહેતા અને સ્વ કે હ ધ્રુવના ઉત્તરોત્તર પ્રયત્ન નોંધવામાં આવ્યા છે

૪. સોપાન-પચીશીનો ઉપસંહાર અને ૫. પ્રેમાનંદની સોપાન-પચીશી વિશે વિચાર—ઉપરનાં પચીસ પગથિયાંનો ઊલટે ક્રમે જવાબ આપવાનો વિશદ પ્રયત્ન પાંચમા પ્રકરણમાં શરૂ કરતાં પહેલાં ચોથા પ્રકરણમાં સૌથી પ્રથમ પ્રસંગપ્રાપ્ત પ્રેમાનંદસુત વલ્લભ-(?) ની પોકળતા બતાવતાં વલ્લભે કરી કહેવાતી શામળની નિંદા અને પ્રેમાનંદની પાઘડીના પ્રસંગની અસંગતતા સ્પષ્ટ કરી એવા કોઈ વલ્લભની હસ્તીનો જ અભાવ, અને ત્યાં શામળના સમયનો નિર્ણય પણ આપવામાં આવ્યો છે આ પછી પાંચમા પ્રકરણમાં વિભિન્ન આંતરિક પ્રમાણોના બળ ઉપર પચીસે સોપાનની માંડણીની નિ-રર્થકતા સાબિત કરી સ્વ કવિ નર્મદાશંકરે ' નર્મગદ્ય 'માં આપેલી હકીકતથી આપણે કાંઈપણ વિશેષ કહેવાની સ્થિતિમાં નથી એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. આ નિરૂપણમાં પ્રેમાનંદને નામે ચડાવી મુદ્રિત કરેલી વિભિન્ન કૃતિઓની કેવળ અર્વાચીનતા સપ્રમાણ સ્થાપિત કરવાનો સવિશેષ પ્રયત્ન કરવો અનિવાર્ય બન્યો છે. આ ચર્ચા દરમ્યાન પ્રેમાનંદના ઉદરનિર્વાહ માટે સુરત-ખાનદેશ વગેરે પ્રદેશોમાં પણ જઈ રહ્યાનું અને ત્યાં ત્યાં કેટલીક કૃતિઓ રચાઈ અને એ કઈ કઈ એ વગેરે સ્પષ્ટ કરવામાં આવ્યું છે આના અનુસંધાનમાં પછી ' ઉત્તરાર્ધ ' શરૂ થાય છે

## શુદ્ધિપત્ર

| પા. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૫ | સુરદાસ | સૂરદાસ |
| ૩૦ | ૧૯ (ઉમેરો:) | ૩. ચંદ્રહાસઆખ્યાન સં. ૧૭૨૭ | |

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૨૧ | ભાગમાં | ભાગ ૫ અને ૪ માં |
| ૪૯ | ૭ | બુદ્ધ | બુદ્ધિ |
| ૫૧ | ૧૦ | ભિષ્મચરિત્ર | ભીષ્મચરિત્ર |
| ,, | ૨૩ | હરીવંશ | હરિવંશ |
| ૫૬ | ૨ | વ ગ્રો | વધુ ગ્રંથો |
| ૭૭ | ૧ | સુરદાસ | સૂરદાસ |
| ,, | ૧૦ | ૧૫૨૦ | ૧૭૨૦ |
| ૧૮ | ૮ | ૧૬૨૪— | ૧૭૨૪— |
| ૯૪ | ૧૮ | સોપન | સોપાન |
| ૯૫ | ૬ | વિક્રમન | વિક્રમની |
| ૧૦૦ | ૨૩ | એઠ | એક |
| ૧૦૩ | ૧ | "યજ્ઞપ્રશ્નોત્તર"માં | "યક્ષપ્રશ્નોત્તર"માં |
| ૧૨૧ | ૧૦ | કડોઈના | કડોદના |
| ૧૨૫ | ૧ | કેવીચરિત્ર | દેવીચરિત્ર |
| ૧૨૬ | ૩ | વ્યય | જાય |
| ,, | ૧૧ | તોંધાયો | નોંધાયો |
| ૧૨૯ | ૨૧ | પોતાના | શ્રીધરના |
| ૧૩૦ | ૩ | એનો વિદ્યાદાતા ગુરુ | તો શ્રીધરનો ઇષ્ટદેવ |
| ,, | ૬–૭ | એટલું...છે, | એટલું પણ આવતું નથી. |
| ૧૪૬ | ૧૮ | સુણુવા | સુણ્યા |
| ૧૭૪ | ૨ | ૫૦ | પણ |
| ૧૮૯ | ૧૧–૧૨ | પેલી | પહેલી |
| ૨૦૩ | ૨૩ | (ઉમેરો :) | વિષ્ણુદાસ |
| ૨૫૧ | ૨૫ | શ્રોતક | દ્યોતક |
| ૨૫૪ | ૧૨ | વૃત્ત્નુપ્રાસ | વૃત્ત્યનુપ્રાસ |
| ૨૮૦ | ૨૬ | અમઠાવાદના | અમદાવાદના |
| ૨૮૫ | ૧૦ | રાવનુથી | રાવણુથી |
| ૩૦૧ | ૨૪ | આછું | આધું |

# ૬. પ્રેમાનંદનું પ્રામાણિક ચરિત

**મ**હાકવિ-પદપાત્ર કવિ પ્રેમાનંદ ભટ્ટના ચરિતને ઊભું કરવાની દિશામાં થયેલા અનેક પ્રયત્નોમાંના કેટલા ટકી શકે એમ છે એ આ પૂર્વેના પ્રકરણમાં વિસ્તારથી ચર્ચાઈ ગયું છે. એ સમગ્ર ચર્ચાનો સાર એક જ વાક્યમાં તારવિયે તો એટલો જ છે કે 'સં. ૧૯૧૫-સને ૧૮૫૯ માં સ્વ. કવિ નર્મદાશંકર પ્રેમાનંદનું ચરિત જાણવા વડોદરામાં જાતે ગયા ને જે કાંઈ માહિતી મેળવી શક્યા તેનાથી આગળ એક પગલું પણ વધી શકાયું નથી.' સ્વ. કવિએ પ્રેમાનંદના એક વંશજ મનસુખરામ પાસેથી તેમજ અન્યત્રથી જે કાંઈ મેળવ્યું તેમાં થોડી કિંવદંતીઓ પણ છે. પ્રેમાનંદના પોતાના કાવ્યોમાં આ વિશે કાંઈ જ નથી. મનસુખરામ પાસેથી જે કાંઈ મળ્યું છે અને પ્રેમાનંદ પોતાના કાવ્યોમાં જે કાંઈ અલ્પસ્વલ્પ માહિતી આપે છે તે ઉપરથી જ જો પ્રેમાનંદના ચરિતની રજૂઆત કરવામાં આવે તો એ કાંઈક પ્રામાણિક હોઈ શકે, એમ ધારી અહીં એવો એક નાનો પ્રયત્ન કરવામાં આવે છે.

'ભટ પ્રેમાનંદ' 'વિપ્ર પ્રેમાનંદ' 'પ્રેમાનંદ' વગેરે છાપોથી વિખ્યાત થયેલો આપણો આ કવિ વડોદરાનો વતની હતો ને વાડી મહોલ્લામાં રહેતો હતો. એના દાદાનું નામ જયદેવ અને પિતાનું નામ કૃષ્ણારામ. એ નાતે ચોવીસો બ્રાહ્મણ હતો. [ આ ચોવીસા બ્રાહ્મણો પ્રેમાનંદના સમયમાં "મેવાડા" જ્ઞાતિમાં અંતર્ગત થતા હશે. નળાખ્યાનની સં. ૧૭૫૬ની એક જૂનામાં જૂની હાથપ્રતમાં—

"વીરક્ષેત્ર વડોદરા નામે ગુજરદેશ ગુજરાતજી ॥
કૃષ્ણસુત કવી પ્રેમાનંદ મેવાડા ચોવીશા નાતજી ॥ ૪૨ ॥"

આવો ઉલ્લેખ છે.[1] આજે તો ચોવીસા પોતાને નાંદોરા બ્રાહ્મણનો એક પ્રકાર ગણે છે.] (નોંધ : વધુ વિગત માટે જુઓ શરૂમાં શોધપત્ર.)

નર્મદાશંકરને મળેલી માહિતી પ્રમાણે પ્રેમાનંદને વેદ ઋગ્વેદ, શાખા માધ્યંદિની, ગોત્ર ઓચ્છવસ, માતૃ કાત્યાયની, પ્રવર વચ્છસ ચ્યવન ઊર્વ આપ્નવાન અને જમદગ્નિ, અને અવટંક ઉપાધ્યાયની હતી. કવિ પ્રેમાનંદ પોતે તો સામાન્ય રીતે પોતાને 'ભટ્ટ' કહેતો હતો :

"ચતુરવંશ જ્ઞાતે બ્રાંહ્મણની ભટ પ્રેમાનંદ નામજી"[2]

---

1. જુઓ આ પૂર્વે પૃ. ૨૩ અને એની ૧૪-૧૬ આંકની પાદટીપો.
2. જુઓ આ પૂર્વે પૃ. ૨૪ વગેરે.

સંભવિત તો એ છે કે પ્રેમાનંદના પૂર્વજોની પૌરાણિક વૃત્તિ હોવી જોઈયે અને તેથી વારસામાં એને 'ભટ્ટ' અવટંક મળી હશે. કિંવદંતી પ્રમાણે એનાં માબાપ બચપણમાં જ ગુજરી ગયાં હોઈએ વડોદરામાં જ એની માસીને ત્યાં ઊછર્યો હતો. એટલે પણ સ્પષ્ટ થાય છે કે 'ભટ્ટ' અવટંક એને વારસામાં મળેલી હતી.

એનો બચપણનો અભ્યાસ પણ સંભવ છે કે વડોદરામાં જ થયો હશે. અહીં જ એ કોઈ વિરક્ત સાધુના સંપર્કમાં આવ્યો મનાય છે. આ સાધુ પાસેથી શક્ય તો એ છે કે એણે સંસ્કૃત ભાષાનો પ્રાથમિક અભ્યાસ સાધ્યો હોય અને એ રીતે થોડું જ્ઞાન મેળવી પિતાની વૃત્તિએ જીવન ચલાવવાને એ સમર્થ થયો હોય. ખરેખર સંસ્કૃત ભાષાનો એ સારો વિદ્વાન હતો એ કહેવું કાંઈક મુશ્કેલ છે. પૌરાણિક વૃત્તિમાં એવી સારી વિદ્વત્તાની પણ કાંઈ જરૂર નથી હોતી; પુરાણોની સરળ ભાષા સમઝી શકવા જેટલી શક્તિ પૂરતી થઈ પડે છે. આટલી શક્તિ પણ કદાચ પ્રારંભમાં ન હોય તો એ બનવાજોગ નથી એમ ન કહી શકાય, કેમકે એણે ઉદરનિમિત્તે એક વ્યવસાય તરીકે આખ્યાનો ગુજરાતી ભાષામાં રચવાનો આરંભ કરી જ દીધો હતો. એની પહેલી જ કવિતામાં એ જણાવે છે કે—

"કાવ્યશાસ્ત્રનાં સહસ્ર પગથીઆં, તેમાં પહેલે પગથીએ ચઢ્યો રે રામ.
કાવ્ય કવિતા કંઈ નવ જાણું, પહેલી કવિતા કીધી રે રામ.
ઉદરનિમીતે નિસરણી આઈ, પાપીને સેહ મેં દીધી રે રામ.
ભટ પ્રેમાનંદ શ્રીવિષ્ણુને સેવે, જય જય રણછોડરાય રે રામ."[3]

પૂર્વે જણાવ્યું છે (પૃ. ૨૬-૨૭ વગેરે) તે પ્રમાણે ઉદરનિમિત્તે જ પ્રેમાનંદ ખાનદેશના બુહ્રાનપુર, નંદરબાર વગેરે ગામો સુધી ગયો હતો. સં. ૧૭૩૩માં એ "હૂંડી"માં જ જણાવે છે કે—

"છ વીરક્ષેત્ર વડોદરુ ગુજ્યરાત માહે ગામ ॥
બ્રહ્રાંપુર પરવેસ કીધો ઉદર ભરવા કામ ॥ ૧૭ ॥"[4]

"રણયજ્ઞ" એણે નંદરબારમાં એક મિત્ર શંકરદાસ દેસાઇની આજ્ઞાથી કર્યાનું એ સ્પષ્ટ કહે છે :

૩. બૃ. કા. દો. ભાગ ૪ થો, પૃ. ૩૫૯ (૧ લી આવૃત્તિ)
૪. આ પૂર્વે પૃ. ૨૬

"દેસાઈ મેહેતા શંકરદાસે મુજને આગના દીધીજી ॥
શાખેપે કથા કહી કાંઈ હુતી પૂરવે તે મે વિસ્તારીજી ॥"

સુરતમા શરૂ કરી 'નળાખ્યાન'ની કથા એણે નંદરબારમાં જઈને જ પૂરી કરી હતી; જેમકે-

"મૂરત કીધૂ સુરત મધ્યે થઇ પુરણ નંદરબાર ॥
કથા નળદમયતીજીની સચાર માહા સારજી ॥ ૪૪ ''[૫]

વડોદરામા પૌરાણિક વૃત્તિથી કે આ પ્રમાણે ગુજરાતી આખ્યાનો ગાઈ સભળાવીને એનું ભરણપોષણ એ નહિ ચલાવી શકતો હોય? ગમે તેમ હોય પણ એ સ. ૧૭૩૩ થીજ ઉદરનિમિત્તે પ્રવાસમા નીકળી સુરત નંદરબાર અને બુરહાનપુર એ ગામોમા ફર્યો હતો. સ. ૧૭૪૬ મા રણયજ્ઞ એણે નંદરબારમા દેસાઈ શંકરદાસની આજ્ઞાથી કર્યા પછીની કોઈપણ કવિતા—ખાસ કરીને "દશમસ્કંધ" મોટો—એણે ઉદરનિમિત્તે કરેલ નથી જણાતી

દેસાઈ શંકરદાસનો યોગ એને ક્યાથી મળ્યો? આ પૂર્વે (પૃ. ૨૭-૨૮ની પાદટીપ ૨૧ મા) ટૂંકમા જણાવ્યું છે તે પ્રમાણે સુરતમાં પ્રેમાનંદના સમયમાં દેસાઈ શંકરદાસ નામનો એક સુપ્રસિદ્ધ ગૃહસ્થ હતો. આનો વેપારને કારણે નિવાસ નંદરબારમા હતો. ખાનદેશમાં આવેલા શિનખેડા નજીક પારણ નામના ગામમાં આશાપુરી દેવીના મંદિરમા એક શિલાલેખ છે તેમાં શંકરદાસ ઉલ્લિખિત છે:[૬]

---

૫. આ પૂર્વે પૃ. ૨૩

૬. "મુંબઈ યુનિવર્સિટી"ના જુલાઈ-૧૯૪૭ના અંકમાં શ્રી. બી. આર. કુલકર્ણીના લેખ ઉપરથી ડૉ. મંજુલાલ મજમૂદારે સાર કાઢી "પ્રજાબંધુ" તા. ૨-૧૧-૪૭ના અંકમા આપેલી માહિતી ઉપરથી—

શંકરદાસ દેસાઈ સુરતના મૂળ વતની હોવામાં એક પ્રમાણ એ પણ છે કે સુરતના હરિકવિ ઉર્ફે ભાનુભટ્ટે शम्भुराजचरित નામે પ્રશસ્તિકાવ્ય રચ્યું છે તે નંદરબારના દેસાઈ શિવદાસના પુત્રો શંભુદાસ અને શંકરદાસની પ્રશસ્તિમાં. પહેલા માનવામાં આવતું કે એ કાવ્ય છત્રપતિ શિવાજી મહારાજ અને એમના પુત્ર શંભાજીની પ્રશસ્તિમાં છે; પણ કાવ્યના આરંભમાં 'पुरं नंदिद्वारं निखिलगुणसारं त्रिजगति" અને વચ્ચે 'शिवाख्यो देशानामधिपतिरनेकोद्भुतगुणः' એમ નંદરબાર અને શિવદાસ દેસાઇનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

आशापुरी सकलकामपुरी जनानां तस्या निकेतनमिदं, क्षय मंडपश्च ।
नंदावतिस्थशिवशंकरदासनाम्ना देशाधिपेन रचितं खलु देवप्रीत्यै ॥
संवत १७४४ प्लवंगनामसंवत्सरे आषाढ शु. १० भानुवार ।

નંદરબારમાં રહેતા દેસાઈ શંકરદાસે એ આશાપુરીનું મંદિર સં. ૧૭૪૪ના આષાઢ સુદિ ૧૦ રવિવારે પૂર્ણ કરાવ્યું હતું. આ દેસાઈઓ નંદરબારના સરકાનૂનગો અને સરદેસાઈ હતા. છત્રપતિ શાહુજી મહારાજના સમયમાં દેસાઈ શંકરદાસ એ સ્થાન ઉપર હતા. એ નંદરબારમાં કોઈ રાજા નહિ, પણ સર્વકર્તાહર્તા દેસાઈ શંકરદાસ હતા; અને તેથી જ રણયજ્ઞને અંતે પ્રેમાનંદે "દેસાઈ મેહેતા શંકરદાસે મુજને આગના દીધીજી" એમ લખ્યું સાર્થક થાય છે. પ્રેમાનંદની સારામાં સારી કૃતિઓ હૂંડી (સં. ૧૭૩૩), સુદામાચરિત્ર (૧૭૩૮), સુધન્વા આખ્યાન (૧૭૪૦), નળાખ્યાન (સં. ૧૭૪૨), વામનકથા, ને રણયજ્ઞ (૧૭૪૬) નંદરબારમાં પૂરી થયેલી છે.

પ્રેમાનંદની કૃતિઓમાં રણયજ્ઞ સુધીની કૃતિઓ બધી જ ઉદર ભરવા નિમિત્તે રચાઈ છે, એ જોતાં એ સ્વતંત્ર રીતે સંસ્કૃત ભાષા ઉપર સબળ પ્રભુત્વ ધરાવતો હોય એમ લાગતું નથી. એણે ગુજરાતી કવિતાનો સમાશ્રય કરવામાં લોકરુચિનો અવશ્ય ખ્યાલ રાખ્યો જણાય છે અને તેથી ઉત્તરોત્તર શ્રેષ્ઠ કાવ્યો આપતો રહ્યો છે. એની નબળી કૃતિઓ પણ વચ્ચેવચ્ચેના ગાળામાં લખાયેલી છે; પણ એનું પ્રમાણ વિશેષ નથી. "દશમસ્કંધ મોટો" એ જ્યારે રચે છે ત્યારે હવે ઉદરનિમિત્ત જણાતું નથી. મોટા દશમસ્કંધમાંના એના રામભક્તિના સંસ્કાર એના કાવ્યોમાં લગભગ શરૂથી અછતા રહેતા નથી. પ્રામાણિક રચ્યાવર્ષ મળે છે તેવી કૃતિઓમાં ચંદ્રહાસઆખ્યાન સં. ૧૭૨૭ જેટલું જૂનું છે, જે વખતે પ્રેમાનંદની ઉમર કદાચ ૨૭ વર્ષથી વધુ નહિ હોય, ૯ મા કડવાને અંતે અને ૧૦ના આરંભમાં એ રામનો ભગવાન તરીકે નિર્દેશ કરે છે:

વલણ

"કાપી દુર્મતિ ગોવિંદે એમ કહે હરિજન રે:
સાધુસંગે નિરાળિયાને લાગ્યું રામશું લગન રે."

કડવું ૧૦ : રાગ મારુ

× × × ×

અંધારૂ અમથો રહ્યો કીધો ચંદ્રહાસનો સંગ રે;
પાટી પાટલા પછાડ્યા પૃથ્વી, લાગ્યો રામ સંગાથે રંગ રે."

પછી તો સુદામાચરિત્ર,[૭] સુધન્વાખ્યાન[૮]માં આવતી રામ તરફની સામાન્ય પ્રીતિમાંથી વિવેકવણઝારો અને રણયજ્ઞમાં, કાવ્યના આરંભમાં રામ ઇષ્ટદેવ તરીકે તરી આવે છે :

"સતસાધુને હું નમું, વણઝારા રે.
સંતગુરુને લાગુ પાય, સમજ મન મારા રે.
સમરણ કરિયે શ્રીરામનું, વણ૦ પદબંધ મનોહર થાય. સમ૦"

( વણઝારો-આરંભ )

"શ્રીગણપતિ શિર નામી રે; સમરૂ સીતાસ્વામી રે.
બહુનામી રે, નારાયણ-ગુણ વર્ણવું રે." (રણયજ્ઞ કડવું ૧-૧)

અને આમ એની રામ તરફની અનન્યતાની પારાશીશી મોટા દશમસ્કંધમાં (ભ્રમરપચીશી સહિત) ખૂબ ખૂબ ઊંચી જાય છે. દશમના આરંભમાં જ એ—

"શ્રીરઘુપતિને શીશ નામી, વદું સકળગુણસ્વામી;
મૂળકગામી ગુણ આપે, અવગુણ હરે રે." (દશમ, કડવું ૧-૧)

એમ શ્રીરઘુપતિને નમસ્કાર કરી આગળ વધે છે, અને સમગ્ર દશમસ્કંધમાં રામ અને કૃષ્ણની એકતા જ-અનન્યતા જ બતાવે છે; એ એટલે સુધી કે જ્યાં કૃષ્ણ કહેવું હોય ત્યાં 'રામ' કહે છે: જેમકે—

"પામી ખેદ પ્રસ્વેદ છુટા, થાકી જાણી માત રે;
પ્રેમાનદ-પ્રભુ સીતાપતિ બાંધ્યા ઊખળ સાથ રે." (કડવું ૩૭ મું)

વળી

"ખીહાવ્યો ન બીહે બાળકડો, વઢવાનો રસીયો.
પ્રેમાનંદપ્રભુ સીતાપતિ, મંદિરમાં પસીયો." (કડવું ૫૫ મું)

આમ પ્રેમાનંદ એની પાછલી ઉમરમાં રામનો અનન્ય ભક્ત થઈ ચૂકેલો જણાય છે. આમ હોય તો જે સાધુના સબંધમાં એ બચપણમાં આવ્યો હતો અને સસ્કાર પામ્યો હતો એમ સ્વીકારવામાં આવ્યુ છે તે કદાચ રામાનંદી સાધુ હોય. અહીં એટલું લક્ષ્યમાં રાખવું કે સ્વ. કાંટાવાળા વગેરેએ ઊભો કરેલો પેલો 'રામચરણ' બાવો નર્યું તૂત છે. "દશમસ્કંધ"માંના શબ્દોમાંથી એ સાધુને ઊભો કરવાનો પ્રયત્ન થયો છે, પણ ત્યાં તો ભગવાન રામચંદ્રનાં ચરણોનો જ નિર્દેશ છે; જેમકે—

---

૭. કડવું ૧૨મું, કડી ૨૧-૨૭
૮. સુધન્વાઆખ્યાન કડવું 13-કડી ૨૧, કડવું ૧૫-કડી ૨૨

> "રામચરણકમળ-મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ,
> વહેવાર માત્ર કરી ઘરનો ગોમતીજીને સોંપ્યો સીતારામ "

[ દશમસ્કંધ—કડવાં ૩૭, ૩૮, ૪૮, ૧૦૦ નો અંતભાગ ].

પ્રેમાનંદની, અનન્ય રામભક્તિ જ આમા મૂર્ત છે; કોઈ "રામચરણ" બાવો નહિ. "રામચરણ" નામ સ્વીકારતા એના અંગમાંના કયા કમળનો મકરંદ લેવા જવું ?[૯]

આખ્યાનકવિતાને એના શિખર ઉપર રમતી મૂકી આપણો આ કવિ એની પાછલી ઉંમરમાં ભક્તહૃદયની તદ્રૂપતા—તલ્લીનતા અનુભવી ઊર્મિકવિતાના મોડ સમી સુંદર કવિતા "મોટા દશમસ્કંધ"માં આપે છે. "રણયજ્ઞ" સં. ૧૭૪૬ મા રચ્યા પછી જીવનનો બાકીનો સમય એણે આ દશમસ્કંધની કવિતા બાંધવામા ગાળ્યો લાગ્યો છે. અને સુરતના વલ્લભ ભટ્ટે આષાઢી સં. ૧૭૬૫ ના ભાદ્રપદમા નવ સ્કંધ પૂરા કર્યા[૧૦] પછી "દશમસ્કંધ" છોડી એકાદશ અને દ્વાદશસ્કંધ લખ્યા છે; એનો દશમસ્કંધ નથી મળતો, કેમકે અજ્ઞાનકર્તૃક નાનો અને પ્રેમાનંદનો મોટો દશમસ્કંધ સુરતમા પણ પ્રચલિત હશે. પ્રેમાનંદની કવિતા સુરતમા જાણીતી હોવા વિશે કશી શંકા નથી. આમ હોવાથી આષાઢી સં. ૧૭૬૫ પહેલા પ્રેમાનંદે દશમસ્કંધ લખી અધૂરો મૂકી દીધો હશે ને સંભવ તો એ છે કે આ જગતનો એ ત્યાગ કરી ગયો હશે. સં. ૧૭૪૬ થી ૧૭૬૫ વચ્ચેના ગાળામા એનું નિમિત્ત ઉદરપોષણનું નથી જણાતું, એટલે એણે શેષ જીવન કદાચ વડોદરામા ગાળ્યું હોય. આ પાછલું જીવન એણે શાંતિથી ગાળ્યું હોવું જોઇયે એમ એનો મોટો 'દશમસ્કંધ' જોતા જણાય છે.

એ પોતાની પાછળ સંતતિમા બે પુત્ર મૂકી ગયો,[૧૧] જેમાના એકનો પાછળથી વિસ્તાર થયો હતો; ને સ્વ. કવિ નર્મદાશંકરને મળેલો મનસુખરામ પ્રેમાનંદથી સાતમો પુરુષ હતો.

પ્રેમાનંદના માલ મિલકત ઘરવખરી વગેરે વિશે કલ્પના સિવાય કશું જ નથી. એનો સાચો વારસો તો ગુજરાતી ભાષાના ભૂષણરૂપે રહેલાં સર્વશ્રેષ્ઠ આખ્યાન છે. આમા એણે ગુજરાતી ભાષા, સાહિત્ય, સમાજ વગેરેનું દર્શન કરાવી પોતાની વિશિષ્ટ પ્રતિભાશક્તિનો ગુજરાતને જે વારસો આપ્યો છે તે જ સાચો વારસો છે એ સમૃદ્ધ વારસામા જ એનું પ્રતિભાબળ તરી આવે છે.

---

૯. વિશેષ માટે જુઓ આ પૂર્વે પૃ. ૨૭-૨૯.

૧૦ જુઓ આ પૂર્વે, પૃ. ૧૨૨.

૧૧. પેઢીનામા પ્રમાણે

# ૭. પ્રેમાનંદ અને પૂર્વના કવિઓ

**આ**પણા પ્રેમાનંદની પૂર્વે ગુજરાતી કવિતાનો પ્રવાહ અનેક શાખાઓમાં વહન કરતો હતો એ વિશે આપણે આ અધ્યયનના પહેલા જ પ્રકરણમાં જોયું છે. આ ગુજરાતી સમગ્ર પ્રવાહના સહાયક તરીકે સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ-જૂની ગુજરાતીનું વિપુલ સાહિત્ય પડ્યું હતું. જૈન અને જૈનેતર અનેક કવિઓએ ધાર્મિક કથાનકો અને લોકવાર્તામાંથી વસ્તુ લઈ અનેક રાસ અને અનેક આખ્યાનોની રચના કરી રાખી હતી; અને એમાં પૂર્વના પ્રબંધોનું અનુસરણ વિનાસંકોચે કર્યું હતું. આખ્યાન-કવિતાનો આરંભ ગુજરાતી ભાષાના આદિકવિનું વિશિષ્ટ રીતે મળેલું સ્થાન સાચવતા નરસિંહ મહેતાએ કરી આપ્યો. એની પૂર્વે આજના સ્વરૂપમાં મળતી મુખ્યત્વે કડવાબદ્ધ આખ્યાન કવિતા ઇતર કવિઓના કાવ્યોમાં આદર પામેલી જોવામાં આવતી નથી. ધાર્મિક કથાનકોમાંથી વસ્તુ લઈ જૈન કવિઓને હાથે અનેક રાસ-પ્રબંધોની રચના પૂર્વે અને પછી પણ થઈ છે; પણ વિશિષ્ટ સ્વરૂપે વિકાસ પામેલી આખ્યાન-કવિતાનાં દર્શન નરસિંહ મહેતાની ચાતુરીઓમાં સૌથી પ્રથમ થયાં. બેશક, નરસિંહની આ ચાતુરીઓ શુદ્ધ કથાત્મક કવિતા નથી, ઊર્મિના ઉછાળાથી છલકાતી એ કવિતામાં કથાની નિરૂપણાત્મક પદ્ધતિના કડવાબદ્ધ કાવ્યપ્રકારના બીજ છે. આ જુઓ પહેલી જ ચાતુરી :

"અથ ચાતુરી : રાગ ગુર્જરી

શ્રી પુરુષોત્તમ કરું પરણામજી રંગ રસિલુ અદ્ભૂત નામજી
સનેહની શિખરચે ગુણનો ગ્રામજી નેહનિભાવન અતિ અભિરામજી
મમ વચન સાધન ચતુરાંતર ઠામજી

ઢાલ—મન વચન સાધન ચાતુરી અગમ અગોચર જેહ છે
અહાવાદ નિર્બોધ છે તેમાં સમજશે તે કોણ પછે ૩
એવો રત્નકોશ નિધાન ગુણના તે નિગમે નિર્ગુણ ભાખીયો
વેદ તો વિધિભેદ બોલે દયાનિધિ કરી દાખિયો ૪
સ્નેહકિરણ મહાશશી શીતલ શ્રીરંગ અંગને સંગમ્યો
તરુણિતનયા તારુણી ત્યાંહાં રૂપરંગે શું રમ્યો ૫
તારુણી કોટિક તેજ રસમય મયંક મહામતિ પ્રસરચો,
મેહેલ સૌન્દર્ય ધામભેરે ધામધારક નામ વહ્યો. ૬

એક નૌતન યૌવન મીવૃંદાવન તેની શોભા મવણુમવણ ન શમાય
સંસારમાં સનમુખ્ય કરુ તો સ્તુતિ ટલી નિંદા થાય ૭
સકુમાર રસ જે શુક સનકાદિક શિવ શિવાયે આદરયો
તેહેની લેહેરય લુબ્ધે ઝીલવા ત્યાંહા નરસૈંયો લોભી રહ્યો. ૮"[1]

આવાં નરસિંહને મન થયેલા લાંબા કડવાંમા છેવટ ઊથલો કે વલણ એણે આપ્યાં નથી. જૂના સંબિબંધ કાવ્યોમાં ચરણાકુળમાં રચાતાં કડવાને છેડે 'ઘત્તા' આવતી, પણ એમા વલણની લાક્ષણિકતા નહોતી. ભાલણ-ભીમ વગેરેમાં પણ આ વલણ કે ઊથલો નથી. એ સૌથી પ્રથમ આપણને નાકરની કવિતામાં દેખા દે છે.

નરસિંહે આવાં ટૂંકાં કડવાંવાળાં કાવ્ય, 'ચાતુરી'ને બાદ કરતાં, બનાવ્યાં નથી. શુદ્ધ કથાત્મક કહી શકાય તેવાં સુદામાચરિત, મામેરું, હુંડી, અને શામળદાસનો વિવાહ એણે મુખ્યત્વે ઝૂલણાની દેશીઓમાં આપ્યાં છે. આ ચારે કાવ્ય ભક્તચરિતાત્મક હોઇ-એમાં આત્મકથાતત્ત્વ હોવા છતાં એ ચોખ્ખાં આખ્યાન છે. એમા ભક્તગાથા સિવાય બીજું વિશિષ્ટ ઊર્મિતત્ત્વ જોવામાં આવતું નથી. ઝૂલણા જેવા છંદની દેશીનો સ્વીકાર કરી વિસ્તૃત કાવ્યો આપવાનો નરસિંહ મહેતા સિવાય બીજો દાખલો ગુજરાતી સાહિત્યમાં ખાસ નથી. આમ એ દૃષ્ટિએ એ અનન્ય જ રહ્યો છે. નરસિંહ મહેતાની પછીના સમયમા થયેલા ભાલણ કવિમા આપણે આખ્યાન-કવિતાનો સબળ ફાલ જોઈયે છિયે. આખ્યાનોની રચના એણે દેશીબદ્ધ કડવાંમાં નરસિંહ મહેતાએ ઝૂલણા ઉપરાંત અન્ય અનેક દેશીઓમાંપણ પદ રચ્યા હતાં. એ પદપ્રકારમા ભાલણે દશમસ્કંધને લગતી કેટલીક કવિતા કરી: ઊર્મિના ઉછાળા સાથે એણે દશમસ્કંધની રસળતી કૃષ્ણબાળલીલા નિરૂપી. બેશક, એનો દશમસ્કંધ મૂળમાં તો નીરસ અનુવાદ જ હતો. બંધ તરીકે પદપ્રકાર અને કડવાપ્રકાર બંનેનો સમાદર આપણને એમા જોવા મળે છે. અહીં આપણે દશમસ્કંધનું બીજું જ પદ જોઇયે; એ ઉપર આપેલી નરસિંહની ચાતુરીના બાંધામાં જ થાય છે. આરંભની મુખાની લીટીઓ અપાઈ એ જ રીતે ઢાળથી વળે છે:

"પદ ૨ : રાગ સામેરી
વસુધા માથે ભાર, અતિરો થયો નિર્ધાર,
રહ્યું એ ન જાયે આપ, તન માહે પામી તાવ.
તાપ પામી તેજસ્વી ભૂપ, માનિયે સુંદર રૂપ, ૧

---

1. ગુ. વ. સો. હ. લિ. પુ. નં. ૧૬૪, પૃ. ૧૬૬-૧૬૭

હાર્દ—મહા તેજસ્વી રૂપ-તે, જે વર્ણવ્યું નવ જાય નહિ:
દેવક યાદવ તણે મંદિર, દેવકી કન્યા સહિ.    ૨

તેહ શું વિવાહ મળ્યો, વસુદેવ પાણિગ્રહણ કરે;
સ્વર્ગથી અંતરિક્ષ આવી, ગાન દેવતા ઓચરે.    ૩

×        ×        ×        ×

વચન એવાં સાંભળીને, રીસ મનમાંહે વસી;
કહે ભાલણ હાથ ગ્રહ્યો, મારવા બેનને ધસી.    ૧૦ "[2]

આગળ જતાં કડવાંમાં કડીઓની સંખ્યા ભાલણે વધારી પણ છે. અને નળાખ્યાનમાં તો લાંબુ વધી એક કડવું ૧૦૩ કડીઓનું પણ મળે છે. ભાલણથી આ આખ્યાન-પ્રકારમાં આગળ વધતા એજ પ્રકાર પછી તો વિશિષ્ટ સમાદર પામી રહે છે, અને નાકર આપણને ટૂંકા કડવાંમાં તો ખૂબ લાંબાં કડવાંમાં પણ મહાભારતનાં આખ્યાન-પર્વો બાંધી આપે છે. વિક્રમના ૧૬મા શતકમાં આમ છતા આખ્યાનોની વિપુલતા નથી આ વિપુલતા આપણને ૧૭મા શતકમાં મળે છે. મહાભારત, રામાયણ, હરિવંશ, ભાગવત, માર્કંડેય પુરાણ વગેરે ઇતિહાસ-પુરાણના ગ્રંથોમાંથી વસ્તુ લઈ આખ્યાનકારો પ્રજાને ધાર્મિક વાતાવરણથી તરબોળ કરી દે છે. આ શતકમા ભક્તગાથા પણ આખ્યાનનો વિષય બને છે, ખાસ કરીને નરસિંહ મહેતાના જીવનમા બનેલા ચમત્કારિક પ્રસંગોને લઈ. નરસિંહ મહેતાએ હાર, હૂંડી, પુત્રીનું મામેરુ, પુત્રનો વિવાહ, અને ઝારીનો પ્રસંગ આપતી કવિતા લખી હતી; એનો સહારો લઈ કૃષ્ણદાસે[3] હૂંડી રચી; કૃષ્ણદાસ, ગોવિંદ, વિષ્ણુદાસ અને વિશ્વનાથ જાનીએ મામેરુ રચ્યું; હરિદાસે શામળશાનો વિવાહ રચ્યો; અને હારમાળામાં અનેક હાથ સ્વતંત્ર રીતે ઉમેરતા ગયા ને માત્ર નરસિંહ મહેતાનાં રચાયેલાં હશે ૩૦ થી ૫૦ પદ, એમાં ઉમેરાયે લગભગ ૨૫૦ પદોનું એ કાવ્ય બની ગયું. પ્રેમાનંદના થોડાં પદ એમાં ક્યાંક તે કારણે ઉમેરાયાં ને આખી હારમાળા જ પ્રેમાનંદની રચના છે એવો મત પણ પ્રચલિત થયો હતો.

---

૨. દશમસ્કંધ—ભાલણકૃત, પૃ. ૨–૩

૩. સ્વ. ભાનુસુખરામ નિ. મહેતાએ વિષ્ણુદાસનાં સભાપર્વ, નળાખ્યાન, મોસાળુ ને હૂંડી છપાવ્યાં છે, આમાં 'હૂંડી' કૃષ્ણદાસની જ છે; ('સભાપર્વ' શિવદાસનું જ છે.)

આજે તો પ્રેમાનદના સમય પહેલાંની અને સમયની પણ અનેક હાથપ્રતો મળવાથી આ મતભેદ નિર્મૂળ થઈ ગયો છે એક અજ્ઞાત કવિએ જૂનાં આખ્યાન લઈ નરસિંહ મહેતાનું આખ્યાન ઊભું કર્યું છે તેમાં હરિદાસનો વિવાહ, વિશ્વનાથ જાનીનું મામેરુ અને હારસમેનાં પદ સિવાયનો ભાગ કાંઈક નવેસરથી ગોઠવી નાખવામાં આવ્યો છે. કદાચ એ નવી રચના જ હશે. પ્રેમાનદને હાથે તો પછી હુંડી, મામેરુ, શામળદાસનો વિવાહ, નરસિંહના પિતાનું શ્રાદ્ધ એ ચાર કાવ્ય રચવામા આવે છે. કદાચ ધાર્મિક કથાનક તરફના સદ્ભાવથી જે રીતે પૌરાણિક ઉપાખ્યાનોમાંથી વસ્તુ તરીકે લઈ એના આખ્યાન રચવામાં આવતાં તે જ પ્રમાણે આ ભક્તગાથાને વસ્તુ તરીકે લઈ એના આખ્યાન જ રચવામા આવ્યાં એટલે એને કોઈ જુદો કાવ્યપ્રકાર ગણવાની જરૂર જ ઊભી થતી નથી.

ત્યારે પ્રેમાનદના સમય સુધી આવિયે એ પહેલા, પ્રેમાનંદે જે જે વિષય ઉપર કાવ્ય લખ્યા તેમાના કયા વિષય ઉપર કાવ્ય રચાયા હતા એ અહીં જોઈ લઇયે :

૧. ઓખાહરણ—જનાર્દન, વીરસિંહ, નાકર, વિષ્ણુદાસ, માધવદાસ
૨. સુદામાચરિત્ર—નરસિંહ મહેતો, સોમ, કૃષ્ણદાસ, ગગાદાસ
૩. રુક્મિણીહરણ—ભાલણ, દેવીદાસ, કાસીસુત શેધજી, કૂદ, કૃષ્ણદાસ, વિષ્ણુદાસ
૪. નળાખ્યાન—ભાલણ, નયસુંદર, મેઘરાજ, સમયસુદર, નાકર
૫. રણયજ્ઞ-વજિયો, શ્રીધર (રાવણમદોદરી સવાદ)
૬. અભિમન્યુ આખ્યાન—અજ્ઞાત કવિ, જનતાપી, દેહલ નાકર
૭. સુધન્વાખ્યાન—નાકર, કૃષ્ણદાસ, ગોવિંદ, હરિદાસ
૮. નાસિકેતાખ્યાન—મેગળ, વિષ્ણુદાસ વૈકુઠ
૯. ચદ્રહાસાખ્યાન—નાકર, લક્ષ્મીદાસ, કૃષ્ણદાસ, માધવ, રાજધર
૧૦. દાણલીલા—નરસિંહ મહેતો
૧૧. ભ્રમરગીતા—ચેહેદેવ, ચતુર્ભુજ, નાકર, વિશ્વનાથ જાની
૧૨ દશમસ્કધ—ભાલણ, કેશવદાસ (કૃષ્ણક્રીડાકાવ્ય), લક્ષ્મીદાસ, પરમાનદ (હરિરસ)
૧૩. મામેરુ—નરસિંહ મહેતો, કૃષ્ણદાસ, ગોવિંદ, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની
૧૪. વિવાહ—નરસિંહ મહેતો, હરિદાસ

આ સિવાયનાં પ્રેમાનંદનાં બીજાં કાવ્ય એણે સૌથી પ્રથમ જ લખ્યાં છે એમ કહી શકાય. પૂર્વે રચાયેલાં કાવ્યોમાંથી પ્રેમાનંદે કાંઈ લાભ ઉઠાવ્યો છે કે નહિ, ઉઠાવ્યો હોય તો કયા સ્વરૂપમાં, અને કેટલો, આ વસ્તુ પૂરો વિચાર માગી લે છે. એણે પોતાની કૃતિઓમાં જે કાંઈ વિશિષ્ટતા અર્પી છે તે તો આ અધ્યયનમાં ૯મા પ્રકરણમાં પ્રેમાનંદની શક્તિ અને પ્રતિભા વિશે સ્વતંત્ર ચર્ચા કરવામાં આવી છે ત્યાં અપાશે જ. એ એટલું જ સ્પષ્ટ છે કે પ્રેમાનંદ પૂર્વના સિદ્ધહસ્ત કવિઓ નરસિંહ મહેતો, ભાલણ, નાકર અને વિષ્ણુદાસની કવિતાથી જરૂર વાકેફ હતો.

પ્રથમ આપણે ક્રમપ્રાપ્ત ઓખાહરણ જ લઈયે.

(૧) ઓખાહરણ પ્રેમાનંદે સ. ૧૭૨૨-૨૩ માં ૨૯ કડવાંનું રચ્યું છે. આની રચનામાં એણે ભાગવત દશમસ્કંધના ૬૨ મા અધ્યાયનો સહારો લઈ આખ્યાન બાંધ્યું છે: (કડવું ૨ જું)—

"રસિક કથા ભાગવત તણી, તે મધ્યે દશમસ્કંધ;
શુકદેવ વાણી ઉચરે, બાસઠમો અધ્યાય,
આખ્યાન એ ઓખા તણું, અનિરુદ્ધનું હરણ થાય." (પૃ. ૩)

આ ઓખાહરણની રચના પૂર્વે એણે પૂર્વના કવિઓનાં કાવ્યોની વાચના વાંચી યા સાંભળી છે કે નહિ એ વસ્તુ જુદી છે, અને એઓમાંથી કાંઈ લીધું છે કે નહિ એ જુદી વસ્તુ છે. અવશ્ય એણે લોકમાં પ્રચલિત પ્રસંગ લીધા છે; દા. ત. ઓખાબાઈના માળિયાનો પ્રસંગ અને અલૂણા વ્રતનો પ્રસંગ. આમાંનો પહેલો પ્રસંગ વીરસિંહના ઉષાહરણમાં નથી; એ જનાર્દનના ઉષાહરણમાં દેખાય છે:

જનાર્દન—"બોલઇ બાણ સૂત્રધાર તેડાઈ, મેડીઇ મંદિરિ મણિ જડુ એ,
લીપાઉ ધવલહર માલિયાં, જાલિયાં રચુ રતનમઇ એ.
ચિત્રલેખા ઉષાની સહિયર કાથી, દીધી સીખામણ રાખવા એ,
સબળ સજાઈ એ કુઅરિની રાખજ્યે, દાખજ્યે રીતિનિતિ નવી એ."

પ્રેમાનંદ—"નવા ઘરનો માંડ્યો આરંભ, ચણાવ્યા અવાસ જ એક જ સ્તંભ,
ઢાળ્યું સીસું દૈત્ય નરેશ, ન થાય પવન તણો પ્રવેશ;
દશ સહસ મૂક્યા રખવાળ, તે ઉપર ચડાવી આળ,
પાસે મૂકી બાળસ્નેહા, વિધાત્રી નામે ચિત્રલેહા." (કડવું ૪થું-પૃ. ૯)

પ્રેમાનંદે માત્ર આમ પ્રસંગ સરખો લીધો; શાબ્દિક સામ્ય નથી; જ્યારે નાકર ઉપર શાબ્દિક અસર પણ જણાય છે; જેવી કે—

"પ્રૌઢી કન્યા દીઠી જ્યારે તેડાવ્યા સૂત્રધાર,
રચો મંદીર માળિયાં સપ્ત ભોમ્યા જ સાર. ૧૩
આજ્ઞા તે લઈને રમ્યાં મંદિર સપ્તમોહોલ વિશાળ.
હેમ, મુક્તાદામ, સ્ફટિક, રત્નનો નહિ પાર. ૧૪"
( કડવું ૧૨, પૃ. ૧૩૬ )

માત્ર અહીં નાકર ચિત્રલેખાને "કૌસાડતનયા" કહે છે. વિષ્ણુદાસ ઉપર આ બધી અસર જણાય છે.

અલુણા વ્રતનું માહાત્મ્ય સૌથી પ્રથમ નાકરમાં જણાય છે; વિષ્ણુદાસે એનું અનુસરણ કર્યું છે; પણ પ્રેમાનંદે તો ઓખાએ જ અલુણા વ્રત કર્યું એવો પ્રસંગ થોડી થોડી વિશેષતા કરી બતાવી છે.

પ્રેમાનંદનાં ૨૯ કડવાંનાં પછી ૩૨ થયાં ને વધતાં વધતાં ૬૮ કડવાં સુધી એ કાવ્ય આવૃત્તિઓ પામ્યા કર્યું છે તેમાં પછી વીરસિંહ જનાર્દન નાકર અને વિષ્ણુદાસના પ્રસંગ પણ ઉમેરાયા છે; એમા પછી ૨૯ કડવાંમાં પ્રેમાનંદની જે મૌલિકતા છે તે જળવાઈ નથી.

(૨) સુદામાચરિત્રનો પણ આરંભ ભાગવતને અનુસરી જ કરવામાં આવ્યો છે:

"દશમસ્કંધ અધ્યાય એંશીમે કહુ સુદામાચરિત્ર. ૩" ( કડવું ૧ લું )

પ્રેમાનંદની પૂર્વેના કવિઓમાં નરસિંહ મહેતો અને ભાલણ ( દશમસ્કંધ ) એ બેની કૃતિઓ પ્રેમાનંદની આંખ સામે જણાય છે. શાબ્દિક અનુકરણ નથી, છતાં પ્રસંગ તે તે કવિએ આપ્યા છે તેનું સ્પષ્ટ અનુસરણ છે. પરંતુ પ્રેમાનંદે કાવ્યને ખૂબ રોચક બનાવ્યું છે.

(૩) રુક્મિણીહરણ તો આશ્ચર્ય થાય છે કે પ્રેમાનંદને હાથે જ બે વાર નિરૂપાયું છે; અને એનો મોટો દશમસ્કંધ બંને રુક્મિણીહરણ અધૂરું આપી તૂટે છે, જ્યારે સ્વતંત્ર રીતે ૨૫ કડવાંનું એણે પ્રથમ રચ્યું હોય એમ માગે છે. આ કાવ્યની રચનામાં એણે ભાગવત ઉપરાંત, કૃષ્ણજન્મખંડ ( ગર્ગસંહિતા ) અને હરિવંશનો પણ આશ્રય લીધો છે:

"શ્રીકૃષ્ણખંડ હરિવંશમાં જોયું, વળી શુકદેવ-મુખની વાણી જી;
ત્રણ ગ્રંથનો સાર લેઈને, આણ્યું રુક્મિણીહરણું પ્રમાણ જી. ૫૨"
( કડવું ૨૫ મું )

પ્રેમાનંદની પહેલાં જુદા જુદા છસાત કવિઓનાં રુક્મિણીહરણ મળે છે. આમાંનું દેવીદાસનું રુક્મિણીહરણ ખૂબ જાણીતું હતું. પણ પ્રેમાનંદે એની કથાથી સ્વતંત્ર રીતે જ પ્રચલિત કથાનો વિસ્તાર કર્યો છે. માત્ર એક કડવું ૨૧ મું—જેમાં દેવીદાસમાં રુક્મિણીને પરણી કૃષ્ણ દ્વારિકા પધારે છે ત્યારે રુક્મી આડો પડે છે અને પછી કૃષ્ણ એનાં મૂછ-દાઢી અર્ધા કતરાવી લે છે એની સાથે પ્રેમાનંદનું ૧૮ મું કડવું બંધની દૃષ્ટિએ મળતું છે. બન્નેમાં 'જાદવજી' અને 'પ્રીતમજી' એવા પ્રતીક વિષમ-સમચરણોને અંતે અનુક્રમે છે. બેશક, દેવીદાસે ત્યાં દુહા-બંધ લીધો છે, જ્યારે પ્રેમાનંદે ચરણાકુળનો બંધ સ્વીકાર્યો છે.

(૪) **નળાખ્યાન** પ્રેમાનંદની સુપ્રસિદ્ધ કૃતિઓમાં ખૂબ જાણીતું કાવ્ય છે. પ્રેમાનંદની પૂર્વે સંસ્કૃત-પ્રાકૃત જૂની ગુજરાતીમાં નળની કથા સંખ્યાબંધ લેખકોએ આપી છે. આમાં હર્ષ કવિનું 'નૈષધીયચરિત' સંસ્કૃત કાવ્ય ગુજરાતમાં પણ ખૂબ જાણીતું હતું. ગુજરાતીમાં નળની કથા લખનારા કવિઓમાં ભાલણ અને નાકર આ બેઉ જણાએ મહાભારત-વનપર્વની નલોપાખ્યાનની કથાનો સાર આપવા પ્રયત્ન કર્યો છે. ભાલણને નામે બે નળાખ્યાન મળે છે તેમાંનું બીજું નળાખ્યાન ફરીથી કરેલું કહેવાય છે. એ ભાલણની જ કૃતિ હોવા વિશે શંકા છે. હાથપ્રતો મળે છે તે જૂની ભાષાને સાચવીને પહેલા નળાખ્યાનની મળે છે; બીજા નળાખ્યાનની કહેવામાં આવતી હાથપ્રતો પુરવાર થઈ શકવાની સ્થિતિમાં નથી. નાકરનું નળાખ્યાન હજી પ્રસિદ્ધ થયું નથી. જૈન કવિઓમાં નયસુંદર, મેઘરાજ અને સમયસુંદરે નળની કથા જૂની ગુજરાતીમાં રચી છે. કાવ્ય તરીકે નયસુંદરનું કાવ્ય નળદમયંતી-રાસ શ્રેષ્ઠ કૃતિ છે. આ કાવ્ય માણિક્યસુંદરના સંસ્કૃત નલાયન કાવ્યને આધારે ગુજરાતીમાં બાંધવામાં આવ્યું છે. પ્રેમાનંદની નજર સામે મહાભારતની કથા તો છે જ; એ ઉપરાંત ભાલણ-નાકરનાં નળાખ્યાન એણે સાંભળ્યાં હોવાની શક્યતા છે. નાકર ઉપર તો ભાલણની સારી એવી છાયા હતી;[૪] પ્રેમાનંદ ઉપર પણ છાયા છે. શ્રી. રામલાલ મોદીએ બતાવેલાં નીચેનાં સામ્ય જોઈએ :

---

૪. જુઓ શ્રી. રામલાલ ચુ. મોદીનું 'ભાલણ', પૃ. ૧૨૩-૧૨૭.

" ભાલણ–૧. નારી સર્વને દમે દમયંતી સુંદર તાં અભિરામ;
તેહવું જોઈ તેણે પાડ્યું દમયંતી તાં નામ.
૨. જેણે જોઈ નળરાજા લાગ્યો તે બીજી વાર ન માગે.
૩ રાહુનું શિર હરિ છેદ્યું, પુરાણિક કથા કહે.
વિરહિણીનું છેદિયું તે મર્મ માહે નવ લહે.
જઠર રહેત રાહુને તો ઇન્દુ બળતો પાપીઓ.
૪. નળ વજી આપણને વરશે, તો તાં મૂરખ નાયક
કદાચ વરશે નૈષધને, નહિ રહે આપણી લાજ.
બેહુ વાતે નહિ સર રે જેવા ગયાથી કાજ.
૫. હસે ગુણ કહ્યા'તા જેહ, નળ માહે દીસે છે તેહ.

[૫] પ્રેમાનંદ—૧. દમ્યું જગત સ્વરૂપ ઉદે કરીયું, માટે દમયંતી નામ ધરિયું.
૨. બ્રહ્માજીની સૃષ્ટિમા ન મળે કો નયકરૂપ,
નળને દાને દારિદ્ર છેદ્યા, ભિક્ષુક કીધા ભૂપ.
૩. શું કહીએ કમળાપતિને, રાહુનું મસ્તક નાખ્યું કાપી;
સિંહિકાસુતને શરીર હોત તો મુજને ચિંતા થોડી,
સુધાકરને ગળત પેટમા, બધી વાત રાખોડી
૪. પરણશે નળ, આપણી કુંજેતી, છેદાશે અધરશું નાસા જી.
ગોળ મૂકીને ખોળને ખાઓ, નોહે ચતુર પશુવત જી,
બેઉ પ્રકારે એને ન વરવી, માટે પાછા ફરવું જી.
૫ જેવું હમે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂ દર્શન હવું [૫]

ભાલણે પોતાના સંસ્કૃત સાહિત્યના સારા પરિચયને કારણે "નૈષધીય ચરિત" કાવ્ય જોયેલું હતું, એટલું જ નહિ, 'નલચંપૂ' પણ જોયેલું :
"નૈષધ ચંપૂ, મહાભારતમા કવિકીર્તિ અતિ લીધી;
મંગાને પ્રીછવા ભાલણે ભાષાએ એ કીધી ૨"

( નળાખ્યાન, કડવું ૧લું )

અને "પુણ્યશ્લોકકથા રસ પીતા અમ્રત ખારું લાગે;
મહાકવિ શૃંગાર વર્ણવ્યો પૂર્વે જે મહાભાગે ૭
અર્ણિકપર્વ સકળ રમઝાળો, દ્રષ્ટાંતે એ માડી,
ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી ચમકાડી. ૮

---

[૫] એજન પૃ. ૧૨૮-૧૨૯

સંક્ષેપે તે સકળ ગ્રંથનું લઈ દેટલું દેત;
કહીશ કથા હું નળરાજાની થોડા માંહે સંકેત. ૯"

(એજન)

પ્રેમાનંદે એવું કાંઈપણ ન કહેતાં—

"નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આરણ્યક પર્વ મહિમાય. ૨"

—એમ સીધી જ, લપચપમાં પડયા વિના જ, શરૂઆત કરી દીધી છે. નળાખ્યાન વિશે "પ્રેમાનંદની શક્તિ અને પ્રતિભા"વાળા પ્રકરણમાં વિશેષ કહેવાનું હોઈ અહીં લંબાણ છોડી દઉં છું.

(૫) 'રણયજ્ઞ'માં 'રણ એ યજ્ઞ છે' એવી જાતનો વિચાર આપણને કવિ નજિયાના 'રણજગ'મા મળી આવે છે. એના ૯ મા કડવામાં આ ઉક્તિ છે :

"સારંગ સરૂઆ, અસુર આહુત, શોણિત તે સોમપાન;
ઠમકે ઠીક થયા, પોતે તાં જજમાન."

રણયજ્ઞનું રૂપક આપવાનો જૂનો ખ્યાલ 'વેણીસંહાર' નામક સં. નાટકના કર્તા નારાયણને આવ્યો જાણવામાં આવ્યો છે. ૧ લા અંકના ૨૫ મા શ્લોકની પૂર્વ ઉક્તિઓમાં ને ૨૫મા શ્લોકમાં એ મળી આવે છે. ભીમ કહે છે :

"चत्वारो वयमृत्विजः स भगवान् कर्मोपदेष्टा हरिः
संग्रामाध्वरदीक्षितो नरपतिः पत्नी गृहीतव्रता ।
कौरव्याः पशवः प्रियापरिभवक्लेशोपशान्तिः फल
राजन्योपनिमन्त्रणाय रसति स्फीत यशोदुन्दुभिः ॥२५॥[१]

---

૧. "અમે ચારે ભાઈઓ ચાર ઋત્વિજ છીએ; હરિ ભગવાન કર્મનો ઉપદેશ કરનારા છે; રાજા યુધિષ્ઠિરે રણયજ્ઞની યજમાન તરીકે દીક્ષા લીધી છે; પત્ની દ્રૌપદી વ્રત ધારી બેઠાં છે; કૌરવો પશુસ્થાને છે; અને પ્રિયા દ્રૌપદીના અપમાનને લીધે થયેલો ક્લેશ શાંત પડી જાય એ આ યજ્ઞનું ફળ છે. રાજવીઓને નિમંત્રણ આપવા ઉજ્જ્વળ યશરૂપી નગારાં ગડગડી રહ્યાં છે."

પ્રો. મં. ર. મજમૂદારે આ વિગત સૌથી પ્રથમ સૂચવી છે. જુઓ 'રણયજ્ઞ'ની પ્રસ્તાવના, પૃ. ૩૪-૩૫.

**નોંધ :** પરંતુ જૂનામાં જૂનો रणयज्ञ નો પ્રયોગ તો મહાભારત-સભાપર્વ-અ. ૨૦ મા છે. જુઓ આપણા આ ગ્રંથમાં શરૂનું શોધપત્ર.

પ્રેમાનંદ 'રણયજ્ઞ' ની છેલ્લી કડીઓમાં કહે છે કે—

"દેસાઇ મહેતા શંકરદાસે મુજને આગના દીધી જી;
સંક્ષેપે કથા કહી કાંઇ હુતી, પૂરવે તે મે વિસ્તારી જી. ૨૪"

આ કથા સંક્ષેપે પ્રેમાનંદે જ કહી હશે કે કોઇ અન્યે એ શંકાનો વિષય થાય છે. પ્રેમાનંદનું આ વિષય ઉપર બીજું નાનું કોઈપણ કાવ્ય જોવામાં આવ્યું નથી. વળી કેટલુંક સામ્ય જોતા વજિયા-કૃત "રણજગ" એણે જોયો હોય એવું લાગે છે. વજિયાનું ઇંદ્રરથનું વર્ણન :

"આકાશથી ચારુ ઉતર્યુ ઇંદ્ર મોકલ્યુ વિમાન;
મનપવન ઘોડા જોતરી, એક શ્વેત ને બીજો શ્યામ. ૧
સૂત્રધારી વિશ્વકર્મા, જડાવ્યા રથની જોડ;
નીલુઆ મણી લસણીઆ, પદ્મરાગની કોડ. ૨
કર ધર્યો નેજો ભીમચો, ને લસે લોહ્ય લીસ;
રઘુનાથ પાસ જ પરઠતા, ત્રૈલોકયા તણા ઈશ. ૩" ( કડવું ૮મું )

હવે જુઓ પ્રેમાનંદનું ૨૫મું કડવું :

"તવ ઇંદ્રરાય સમો જોઈને, મોકલ્યો નિજ રથ રે,
માતલી સારથી સદ્ય લાવ્યો, સાધવા સુરનો અર્થ રે. ૩
દશસહસ્ર ઘોડા રથે જોડયા, મનપવનનો વેગ રે;
રથચક્ર ચાલે ગર્જતાં, જ્યમ ગગન ગાજે મેઘ રે. ૪
સાત ધજા ફરકે પૃથગ રંગે, દશ કલશ પંચ છત્ર રે;
નવજાતિ માણુક જડયાં જાળીમાં, મીનાકારી વિચિત્ર રે. ૫

× × × ×

રવિમંડળ વા ચંદ્રમંડળ, અગ્નિ વા વૈમાન રે;
એવો રથ અવની ઉતર્યો, જોઇ રીઝ્યા શ્રીભગવાન રે. ૬"

વજિયાએ ૧૦ મા કડવામાં ઘોડાઓની જાતો વર્ણવી છે, તો પ્રેમાનંદે 'રણયજ્ઞ'ના ૬ ઠ્ઠા કડવામાં એવું વર્ણન આપ્યું છે; જો કે ક્રમ અને નામ બંનેમાં ભેદ પણ મળી આવે છે. ૭ મા કડવામાં પછી કોના કોના કેટલા ઘોડા છે એ વર્ણન પણ વજિયાના અનુકરણ જેવું લાગે છે. વળી વજિયાના 'રણજંગ' માં રામ વગેરેની વાંકાઈનું ટૂંક વર્ણન ૧૨ મા કડવાને અંતે આવે છે; ૮ મા કડવામાં લગભગ એનો જ સારો વિસ્તાર પ્રેમાનંદે આપ્યો છે. આવાં

સામ્ય પણ છે અને તેથી દઢ રીતે માનવા કારણ મળે છે કે પ્રેમાનંદના રણયજ્ઞ ઉપર વજિયાના રણજંગની છાયા છે.૭

(૬) અભિમન્યુઆખ્યાન—પ્રેમાનંદની તરત પહેલાં સં. ૧૭૦૮ માં જનતાપીદાસનું ૨૨ કડવાનું અભિ. આખ્યાન સુરતમાં રચાયેલું જાણીતું હતું. એ કાવ્ય પ્રેમાનંદના અભિમન્યુઆખ્યાન પાસે તદ્દન ઝાંખું છે પ્રેમાનંદે એ જોયું હોય એવું જણાતું નથી. નાકરનું અભિમન્યુઆખ્યાન જાણીતું નથી. ૨૭ કડવાની એક સંપૂર્ણ નકલ સ્વ. અ. મુ જાનીને ત્યાં હતી, પણ આજે ઉપલબ્ધ નથી. કર્તાના નામ વિનાના અભિમન્યુઆખ્યાનની પ્રતો મળે છે, જેમાં વધુઘટ કડવાં છે. આમાં અહિલોચનવાળો પ્રસંગ મળે છે. અભિમન્યુઆખ્યાનમાં અહિલોચનવાળો પ્રસંગ ક્યાંથી આવ્યો છે એ જાણવામાં આવ્યું નથી, મૂળ મહાભારતમાં તો એવું કાંઇ નથી પ્રેમાનંદે તો એ પૂર્વની એક કૃતિઓથી વિશેષ રોચક રીતે કાવ્ય વહાવ્યું છે એની પ્રતિભાના બીજ વિકસતાં આવતાં હતાં ત્યારની આ કૃતિ છે. (વિશેષ પ્રતિભા-વાળા પ્રકરણમાં આપવામાં આવશે.)

(૭) સુધન્વાખ્યાન પ્રેમાનંદની પૂર્વે નાકર કૃષ્ણદાસ ગોવિંદ અને હરિદાસના જાણવામાં આવ્યાં છે. (૮) નાસિકેતાખ્યાન મેગળ વિષ્ણુદાસ અને વૈકુંઠનાં છે. આ કૃતિઓ સામાન્ય છે. જે કાંઈ વિશેષ છે તે 'પ્રેમાનંદની કવિતા અને પ્રતિભા'વાળા પ્રકરણમાં અપાશે.

(૯) પ્રેમાનંદને યશ આપનારું સં. ૧૭૨૯માં રચેલું એનું 'ચંદ્રહાસ આખ્યાન' છે. પ્રેમાનંદની પૂર્વે નાકર લક્ષ્મીદાસ કૃષ્ણદાસ માધવ ગજાધર અને વિષ્ણુદાસનાં 'ચંદ્રહાસઆખ્યાન' રચાયાં હતાં જૈમિનિકૃત મહાભારતના અશ્વમેધ પર્વમાં આપેલી કથાઓને વસ્તુ તરીકે લઈ ઘણાં આખ્યાન ગુજરાતીમાં ઘણા કવિઓએ રચ્યાં છે. ચંદ્રહાસનું આખ્યાન પણ એમનો જ એક પ્રસંગ છે. બધામાં કથાવસ્તુ એકસરખું મળે છે. પ્રેમાનંદનો પૂર્વના આખ્યાનોમાં સુપ્રસિદ્ધ આખ્યાન નાકરનું જણાય છે, કેમકે નાકરની અસર પ્રેમાનંદ ઉપર ક્યાંક જણાઇ આવે છે, ક્વચિત્ શબ્દો પણ મળતા આવી જાય છે. ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસને મારવા ચાંડાલોને બોલાવ્યા ત્યારે નાકરમાં કહે છે કે—

૭. જુઓ પ્રો. મ. ર. મજમુદાર-સંપાદિત "રણયજ્ઞ"ના પરિશિષ્ટમાં 'રણજંગ'ની પાદટીપો.

"એટલું દેજો મજને માન, રખે કો જાણે કાનોકાન" ૧૬ × × ×
"એક સાંભળ મહારી વાણ, માર્યાનું લાવજો એંધાણ."

જ્યારે પ્રેમાનંદના શબ્દ—

"એણે પેરે મારવો ન થયો જાણ, માર્યાનું લાવજો એંધાણ."
(કડવું ૩ જું)

આગળ ચાલતાં નાકરના ૩ જા કડવામાં ચંદ્રહાસ સ્તુતિ કરે છે ત્યાં—
"રામકૃષ્ણ ગોવ્યંદ ગોપાળ દીનાનાથ તું દીનદયાળ."

પ્રેમાનંદના ૫ મા કડવાનો આરંભ:—

"સાધુસુતે સમર્યા હરિ, ગરવા શ્રીગોપાળ;
વહારે ચડજો વિઠ્ઠલા, દીનાનાથ દીનદયાળ."

આનો અર્થ એ નથી કે પ્રેમાનંદ નાકરને જ અનુસરે છે. નાકરનું નમાલું નીરસ લખાણ જેમ પ્રેમાનંદમાં નથી તેમ પ્રસંગોની વિશેષતા અને કેટલોક મહત્ત્વનો કવિતાગત ચમત્કારનો ઓપ પ્રેમાનંદે સ્વતંત્ર રીતે આપ્યો છે. 'વિષ'ની 'વિષયા' કર્યાનો પ્રસંગ બેઉમાં છે, પણ પ્રેમાનંદનો પ્રતિભાગત ઓપ જુદો જ તરી આવે છે.

(૧૦) દાણલીલા સ્વતંત્ર રીતે નરસિંહની અને પ્રેમાનંદની છે; વળી ભાલણે દશમસ્કંધમાં ૧૨૧ મા પદથી લઈ ૧૩૭ મા પદ સુધી ૧૭ પદોમાં આપી છે. (વચ્ચે બે પદ કોઈ અન્યનાં છે.) પ્રેમાનંદે ૧૫ પદ રચ્યાં છે. આ ત્રણે કાવ્યોમાં વસ્તુ એક હોવા છતાં સામ્ય મળી આવતું નથી. ભાલણમાં પુનરુક્તિ વિશેષ અને રસની જમાવટ ઉચ્ચ રીતે સાધી શકાઈ નથી.

(૧૧) ભ્રમરગીતા બેહદેવ ચતુર્ભુજ નાકર અને વિશ્વનાથ જાનીની જાણવામાં છે. પ્રેમાનંદે મોટા દશમસ્કંધમાં આપ્યા ઉપરાંત થોડા સાર્ચે સ્વતંત્ર રચના કરી છે ને અજ્ઞાતકર્તૃક નાના ક. સં. માં છે તે આ ભ્રમરગીતા છે. ભાલણે દશમસ્કંધમાં ૨૧૯ મા પદથી ૨૯૧ મા પદ સુધીમાં આ પ્રસંગ આપ્યો છે. આ ત્રણે કવિઓમાં મૂળ વસ્તુના સામ્ય સિવાય બીજું સામ્ય જોવામાં નથી આવતું. પ્રેમાનંદના નજીકના જ પુરોગામી વિશ્વનાથ જાનીએ પ્રેમપચાસી રચી છે તેમાં પ્રસંગ આ જ નિરૂપાયો છે. એમાં ગોપાંગનાઓનો પ્રસંગ સ્વરૂપ જ અપાયો છે; અને પ્રેમાનંદ ઉપર એની છાયા જોવામાં આવતી નથી.

(૧૨) દશમસ્કંધ ભાલણ, કેશવદાસ (કૃષ્ણક્રીડાકાવ્ય), લક્ષ્મીદાસ અને પરમાનદ (હરિરસ)ના મળે છે; એમાં ભાલણનો દશમસ્કધ પ્રેમાનંદની સામે હોય એમ લાગે છે. બેશક, ભાલણે સ્વતંત્ર રીતે પણ દશમસ્કધનાં પદો રચ્યાં હતાં અને તેથી પદોમાં સ્વાતંત્ર્ય પણ રાખ્યુ છે, અને કડવારૂપ દ. સ્ક. માં ઘણા પ્રસંગ ઉમેર્યા પણ છે. પ્રેમાનંદની સામે મુખ્યત્વે ભાગવતની કથા છે. બંનેમાં રામ તરફનો અસાધારણ ભક્તિભાવ વ્યક્ત થાય છે. "એવું કહી શ્રીરામ, બાલસ્વરૂપ હરો" અને "(પદ ૨૦) જશોદાએ આવીને ઝાલિયો રે ભાલણપ્રભુ શ્રીરામ" (પદ-૪૯ મું) વગેરે ઠેર ઠેર કૃષ્ણ અને રામની અનન્યતા જ આપી છે. પ્રેમાનંદની એ બેઉ પ્રભુ વચ્ચેની અનન્યતા આ પૂર્વે બતાવાઈ ચૂકી છે. અજ્ઞાતકર્તૃક નાનો દશમ૦ કાચી કૃતિ છે.

(૧૩) હૂંડી પ્રેમાનંદની પૂર્વે નરસિંહ મહેતાની ખુદની, કૃષ્ણદાસની અને વિષ્ણુદાસની મળી આવે છે. પ્રેમાનંદે સ્પષ્ટ રીતે નરસિંહની હૂંડીનું અનુસરણ કર્યું છે. અને નરસિંહે ગૂજરીની દેશીમા ૮ પદ રચ્યાં છે જ્યારે પ્રેમાનંદે જુદી જુદી દેશીઓનાં ૭ કડવાં રચ્યા છે. નરસિંહનો ઉઠાવ જ જુઓ :

"નાગરી નાતના નેષ્ટ નાગર હતા, તીરથવાસીએ પૂછ્યું તેહને;
કોઈ હૂંડી લિખે દ્વારકા નગરની, ચાલો ભાઈઓ જઈ દ્વાર તેહને. ના૦ ૧
તે તો બોલિયા ઠગ કરી સકળવછલ હરી, કોટિધ્વજ નરસૈંયો નામ કહાવે.
આડત ચાલે ઘણી, શેઠ સમરથ ધણી, એ પેલું ઘર કીરતન ગાવે. ના૦ ૨
તે તો હરખીને ચાલિયા, ધાઈ મંદિર ગયા, વેરાગીયો મલીને ટોલી,
તિલક છાપા કર્યાં, હરિમંદિરમાં ધર્યા, કૃષ્ણકીરતન માંહે રહ્યા ઝકોલી. ના૦ ૩
નીચાં મંદિર ને નિપટ જૂનાં ઘણાં, નહીં દ્વારે રીધસિધ ઘર માંહિ,
ચોપડા નહિ નહિ નાણાંવટી કોથળી, એકલા મેહેતાજી ગુણ હરિના ગાઇ. ના૦ ૪

જ્યારે પ્રેમાનંદમાં—

"તીરથવાસી કોઈ વટેમાર્ગુ આવીઆ પુર માંય;
દ્વારકાની હુંડી લખે, એવો સરાફ છે નાણાવટ કોય.
ત્યાં બેઠા હતા નાગર બ્રાહ્મણ, જેને જડું બોલ્યાનું પોણ;
તેને તીરથવાસીએ પૂછ્યું અહીં હુંડી લખે છે કોણ,
વિપ્ર વિચારીને બોલીઆ, મહા ઠગના તે ઠગ.
હુંડી તે લખે નરસૈંયો જેને રૂપૈઆના ઢગ.
વૈષ્ણવ જન વેહેવારીઓ સર્વે શિરોમણ સ્યામ.

આડત ચાલે તેહની, કરે તે તો મોટાં કામ.
હરિભગતને હુંડી કરી, નાગરે કીધી હાંસી.
નરસૈંયાનું ઘર દેખાડ્યું, પ્રીછ્યા નહિ તીરથવાસી.
નીચાં મંદિર નીપટ જૂનાં ને, માહિ ચરકલાંના માળા.
વૈષ્ણવ આવી ભીતમાં મહેતા તણી ધર્મશાળા.
ત્યાં તિલક તુલસી ને ચગ બોલે, શબ્દધૂન રહી મૃદંગ.
પામે પ્રસાદ મહેતાને મંદિર, સાધુ ગાયે બહુ રંગ.'

× × × ×

ત્યાં તીરથવાસીયે વિચાર્યું, નહીં હોય કોઠીવાલ.
નામું લેખું હરિ નામનું, લેખણ સાટે તાલ.
કોથળી દીસે તે વાજીંત્ર કેરી, તેમાં તે નવ મળે દામ,
દીસે ચોપડા કીર્તન કેરા, વ્યાપાર તો હરિનું નામ."

( કડવું ૧ લું )

આગળ જતાં નરસિંહમાં—

"ભલે પધારિયા વૈષ્ણવ જન તમો, મુજને કૃતારથ આજ કીધો."

( પદ ૨ જું ).

તો પ્રેમાનંદમાં—

"આજ કૃતારથ અમને કીધા, તીરથવાસી મળિયા રે."

( કડવું ૨ જું )

નરસિંહ—"હુંડિયામણ ઘટે તે લ્યો શેકડું." ( પદ ૨ જું )

પ્રેમાનંદ—"હુંડિયામણ ઘટે તે લિયો." ( પદ ૩ જું )

નરસિંહ—"હુંડિયામણ તો નામ છે હરિ તણું,

કરશું કારજ તહમો સંત જાણી." ( પદ ૨ જું )

પ્રેમાનંદ—"મેહેતાજી કહે કરશું કામ, હુંડિયામણ હરિનું નામ" (કડવું ૩ જું)

આ પ્રમાણે સખ્યાબંધ સ્થળે શાબ્દિક સામ્ય મળી આવે છે. પ્રેમાનંદની વિશેષતા આ કાવ્યમાં "શામળશા શેઠના વર્ણન"માં છે; નરસિંહે માત્ર ચાર લીટીમાં સમાવેલું વર્ણન પ્રેમાનંદ ૯ મા કડવાની ૧૩ કડી (ચોપડી ૬.૯૭) માં આપે છે.

પ્રેમાનંદની પહેલાં કૃષ્ણદાસની છાપની હૂંડી મળે છે. વિષ્ણુદાસને નામે છપાયેલી હૂંડી કૃષ્ણદાસની જ છે. કૃષ્ણદાસે કથાવસ્તુ ટૂંકમાં પતાવ્યું છે. થોડો ફેર પણ છે; પણ કેટલાંક ચરણ પ્રેમાનંદમાં મળી આવે છે:

(૧) માહોમાંહે બેઠા કરે વિચાર, પણ કોણે નવ લાભે પાર;
વીલાં મુખ ને ધુણે શીશ, હવે શું થાશે જુગદીશ, (પૃ. ૧૦૪)
(૨) વેપારીનો નોતો લેશ, ઠગવિદ્યાએ કીધો ઉપદેશ;
ફરી ફરી થાક્યા આખુ ગામ, નાગર તે શું કીધું કામ. ,,
(૩) દીસતા મોટા ધનપાળ, તેજ ઘણું ને તિલક વિશાળ.
પારેખની સરખી પાઘડી, કહો પ્રભુજીને કેમ આવડી.
નીચી એકતાઈને આછી ઊણ, તતખણ શીવી લાવ્યું કોણ!
કાને કુંડળ જડિત પ્રકાશ, કેડે પછેડી બેહુએ પાસ.
નીચા છેડા ઢળકે ઘણા, દસાઈ ગાંઠ ને હીરો મણા.
હાથે વેઢ ને વીટી જડી, તતખણ કોણ જ લાવ્યું ઘડી.
મોટી ફુંડ ને તેજ વિશાળ, ચરણ ચમકે મોજા લાલ. (પૃ. ૧૦૪-)
(૪) અર્થી બેઠુ રહ્યા પૂછવા, આ પારેખ કોઈ દીસે નવા. (પૃ. ૧૦૫)
(૫) સામળસા તે મારુ નામ, છાનાં વસીએ આણે ગામ. (પૃ. ૧૦૬)
(૬) સહી એ વાણોતર સહી એ શેઠ, બાકી સારવે દૈવની વેઠ. (પૃ. ૧૦૭)

પ્રેમાનંદ—(૧) ઢીલાં મુખ ને ધૂણે શીશ રે, હવે શું થાશે જગદીશ રે.
(કડવું ૫ મું)
(૨) ફરી ફરીને જોયુ તે આખુ ગામ રે,
ન મળે શામળશાહ શેઠનું નામ. (કડવું ૫ મું)
(૩) છે અવળા આંટાની પાઘડી રે,
વાલાજીને કેમ બાંધતા આવડી રે;
× × ×
સાહી એકતાઈ પહેરી છે હરજી રે, એનો શિવનારો કોણ દરજી રે.
× × ×

---

૧. સ્વ. બાલુસુખરામ નિ. મહેતાએ વિષ્ણુદાસનાં સભાપર્વ–નળાખ્યાન મોસાળા સાથે છપાવેલી હૂંડી સને ૧૯૨૨ના 'બુદ્ધિપ્રકાશ'ના પહેલા અંકમાં 'કૃષ્ણદાસ'ની છાપથી છપાયેલી છે. ગુજ. વિદ્યાસભા નં. ૨૬૭, ૨૯૨ની પ્રતમાં આ છાપ છે.

એ કાને કુંડળ હળકે રે, નાસિકા દીવાની શગકે રે.

× × ×

આંગળીએ વીંટી ને વેઢીઆં રે.

એક મોટી પછેડી કાંધ રે, નાથ દુદાલો ને મોટી ફાંદ રે.

× × × પાએ પહેર્યાં તે સાંકા મોજા રે. (કડવું ૧ લું)

(૪) એ તો કોઇ પારખ દીસે નવો રે, આપણો અર્થ સરસે હવો રે.
(કડવું ૬ ઠું)

(૫) નરસૈયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું હુ છું છાનો રે.
(કડવું ૬ ઠું)

(૬) વાણોતર તે હું ખરો, બીજા તે દૈવની વેઠ જી. "

પ્રેમાનંદે આમ લોકમાં જાણીતા કાવ્યના શબ્દોનો ઉપયોગ કરી લીધો છે, જ્યાં કૃષ્ણદાસની હુંડીની અસર સંભવે છે.

(૧૪) મામેરું—આ કાવ્ય પ્રેમાનંદની પૂર્વે નરસિંહ કૃષ્ણદાસ ગોવિંદ વિષ્ણુદાસ અને વિશ્વનાથ જાનીનાં મળતાં હતાં. ગોવિંદ સિવાયનાં બીજાં છપાઈ ગયેલાં છે. નરસિંહના મામેરાનાં પદોની વસ્તુ ઉપર આ કવિઓએ અને પ્રેમાનંદે પોતાનાં કાવ્ય રચ્યાં છે. નરસિંહ મહેતાએ ખોખલા પંડયાવાળો પૂર્વનો પ્રસંગ આપ્યો જ નથી; નરસિંહના આગમનથી શરૂ કરે છે. વળી નરસિંહ પુત્રીને ત્યાં એકલો જ ગયો નિરૂપાયો છે પછીના વસ્તુમાં સામ્ય છે. માત્ર છેલ્લે નણદીના કાપડાનું કાંઈ નથી. પ્રેમાનંદ ઉપર નરસિંહ ઉપરાંત કૃષ્ણદાસ અને વિષ્ણુદાસની પણ અસર છે. ખોખલા પંડયાનો પ્રસંગ અને વેલ જોતરવાનો પ્રસંગ બેઉમાં છે. કૃષ્ણદાસે પંડયાનું નામ કાંઈ નથી આપ્યું; કથા જરા મળતી છે. દામોદર દોશી લક્ષ્મીજી અને ઉદ્ધવાદિ સેવકો સાથે આવે છે એ કૃષ્ણદાસ અને પ્રેમાનંદમાં છે. વિષ્ણુદાસે તો અંતરિક્ષમાંથી છાબ ભરાઈ ગયાનું કહે છે.

"કોણુ છાબ ને જુની વળ, ભીંતડી ચારે ઘાઈ મળી." (૨૬)

અને વિષ્ણુદાસની :—

"આડા ચાંચણ ને ઝાઝા ઝુંપા, ત્યાંહા નરસિંહ મહેતાના ઉતારા હુવા."
(પૃ. ૯૫)

આ એક લીટી પ્રેમાનંદના મામેરામાં એક જ કડીરૂપ બની ગઈ છે. સ્મૃતિના સંસ્કારનું આ પરિણામ દેખાય છે.

મામેરાના અંતમાં નણંદ નાનબાઈની છોકરીને કાપડું આપ્યાનું વિષ્ણુદાસ હરિમંદિરના દ્વાર ઊઘડતાં કહે છે અને કૃષ્ણદાસ ભગવાન આવી આપી અંતર્હિત થયાનું કહે છે; પ્રેમાનંદ અંતરિક્ષમાંથી પડયાનું કહે છે.

વસ્તુસ્થિતિએ એક કવિની ઝિંમ અસર પ્રેમાનંદ ઉપર થઈ છે. કુંવરબાઈના વેણુ પિતાને ઉદ્દેશી છે તેમાં વિષ્ણુદાસના-'મા પહેલું છોરૂ શો ન મરે?'—

> જળવછોઈ જેમ માછલી, મા વિના કુંઅરબાઈ તેમ એકલી;
> ઘડો જેમ લાગે ઠીકરી × × × માત વિના જેમ બાપના હેજ
> × × × × × × × મા વિના સંસાર સુનો થયો."

વગેરે શબ્દો પ્રેમાનંદમાં ૫ મા કડવામાંના અંતભાગમાં તેના તે સ્વરૂપમાં થોડા ફેરફારથી આવી જાય છે.

ગોવિંદનું મામેરું ૬ કડવામાં મળે છે આમાં વિષ્ણુદાસ અને કૃષ્ણદાસ એ બંનેના કથાનકનો મેળ થયેલો જણાય છે. વિષ્ણુદાસ સાથે ગોવિંદને શબ્દ-સામ્ય પણ મળે છે, તો કૃષ્ણદાસની તો કથાનું અનુસરણ જ પ્રાય: ગોવિંદ કરે છે અને પ્રસંગોને વિસ્તારી ચીતરે છે, જેના ઉપરથી જણે કે પ્રેમાનંદે કાવ્ય બદલાવ્યું હોય માત્ર રસની જે જમાવટ તે ગોવિંદમાં નથી. સરખામણીની દૃષ્ટિએ જોતાં ગોવિંદે છેલ્લા કડવામાં નરસિંહને થયેલા ભાભીના મહેણાનો નિર્દેશ કર્યો છે, તો પ્રેમાનંદે કથાનો આરંભ જ એ રીતે કર્યો છે, અને બેએ મહાદેવ-કૃપા અને રાસપ્રસંગ સૂચવ્યા છે વેલ જોતરી ત્યારે વિષ્ણુદાસ અને ગોવિંદ કુટુંબપરિવાર સાથે લાવ્યાનું સૂચવે છે કૃષ્ણદાસ માત્ર નરસિંહ એકલો ગયો એમ કહે છે. પ્રેમાનંદ એમાં સુધારો મૂકી "સંગ તે વૈષ્ણવ સંત જી" ને લઈ જાય છે. માતા વિનાની દીકરીનો પ્રસંગ ગોવિંદમાં "માય વિના સૂનો સંસાર-" થી થાય છે તેમ પ્રેમાનંદમાં પણ, પણ પછી પ્રેમાનંદ જુદું જ આપી એ પ્રસંગ દીપાવે છે પછીના પ્રસંગ પ્રસંગો સેમે સામ્ય ધરાવે છે. પછી પણ "સમર્યા શ્રીગોપાળ" વગેરે જેવા શબ્દોનું સામ્ય અવારનવાર આવી જાય છે. નાગર-નાગરાણીઓની પહેરામણીનો પ્રસંગ ગોવિંદે પણ દીપાવ્યો છે, નામભેદે પ્રેમાનંદે પણ દીપાવ્યો છે (નોંધ. ગોવિંદનું 'મામેરું' હવે છપાઈ ગયું છે.)

ગોવિંદ સુધીનાં કથાનકોનો સહારો પ્રેમાનંદને જેમ મળ્યો છે તેમ એના તરતના જ પુરોગામી વિશ્વનાથ જાનીએ રચેલા મોસાળામાં પણ એવો સહારો જણાવામાં આવ્યો છે. વિશ્વનાથ જાનીએ સં. ૧૭૦૮ માં મોસાળું રચ્યું છે: ( કડવું ૧૭ મું છેલ્લું )

"સંવત સત્તર આઠ અભિનવો, ચૈત્ર વદિ સનિવાર,
તાપહરણ તેરસને દાડે, પુણ્ય તણો નહિ પાર. ૧૨"

પ્રસગોના નિરૂપણ ઉપરથી, બંને બંનેને જાણતા હોય એવું જણાતું નથી. બંનેનો આધાર પૂર્વના કૃષ્ણદાસ ને ગોવિંદ છે. એમાં કૃષ્ણદાસે દામોદર દોશી નામ આપ્યુ છે, ત્યારે વિશ્વનાથે નથી આપ્યું. અને નણંદીની નાનલી છોકરીના કાપડાનો નાગથી નિર્દેશ ન કરતા એક કાપડુ ભુલાઈ ગયુ ને આકાશમાંથી અનેક કાપડાં નાખ્યાં એવું જ જણાવી દે છે. પ્રેમાનદ કુવરબાઈનું સાસરું ઊનામાં કહે છે; વિશ્વનાથ માંગરોળમાં કહે છે. પૂર્વના કવિઓમાં એ વિશે કશું જ નથી. આમ છતાં કોઈ કોઈ પંક્તિઓ મળતી પણ આવે છે:

વિશ્વનાથ—(૧) હાંકતા બેસે બળદિયા, આખલો તાણી જાય. ( કડવું ૩-૫ )
(૨) ચતુરપણું નિર્ધનનું જેહ, ગેહેલા માહે અણાએ તેહ. ( કડવું ૬-૧૪ )
(૩) મોસાળુ શ્રીકૃષ્ણ કરશે. ( કડવું ૭-૧ )

પ્રેમાનંદ—(૧) એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાય છે. ( કડવું ૪ )
(૨) ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાહી ગણાયે તેહ. ( કડવું ૫ મું )
(૩) તો મોસાળુ કરશે શ્રીહરિ. ( કડવું ૫ મું )

બેઉએ લોકમા પ્રચલિત પંક્તિઓ ઉઠાવી લીધી જણાય છે.

(૧૫) શામળદાસનો વિવાહ—આ કાવ્ય નરસિંહ મહેતાએ જ ખૂબ વિસ્તારથી આપ્યુ છે. એ પછી પ્રેમાનદ અને હરિદાસનાં એ વિષય ઉપર સ્વતંત્ર કાવ્ય મળે છે. આમાં પ્રેમાનદને નરસિંહના કથાનકનો સહારો છે. પ્રસગ ઉમેરી પ્રેમાનદે સાક્ષાત્ ભગવાન જ યાદવોને લઈને જાનમાં આવ્યા વગેરે ખૂબ બહલાવ્યુ છે. નરસિંહની કૃતિમાં તો બધું એ અતરિક્ષમાં છે અને માત્ર નરસિંહ મહેતો જ અનુભવે છે. ત્યાં નરસિંહનું સ્વાનુભવી દ્વારિકાગમન હરિદાસ

સાચું ગણી આપે છે. પ્રેમાનંદમાં એવું કાંઈ નથી; પ્રેમાનંદ સ્વતંત્ર રીતે પ્રસંગને ખૂબ બહલાવે છે.

સ્વ. કાંટાવાળાએ છપાવેલો "વિવાહ" તો નવીન અને જુદો જ છે. આ વિશે આ પૂર્વે ( પૃ. ૮૮–૯૪ ) વિસ્તારથી સૂચવાયું છે જ.

ઉપર મળતી ૧૫ કૃતિઓમાં પ્રેમાનંદને પૂર્વના કવિઓનો થોડો યા ઝાઝો સહારો મળ્યો છે; આમ છતાં એ ક્યાંય પણ પરોપજીવી રહ્યો નથી. પ્રેમાનંદની પ્રતિભા એ જૂના પ્રસંગોમાં નવાનો ઓપ આપી સામાન્ય કથાનકોમાંથી કાવ્યનું સ્વરૂપ આપી દે છે. આ જ પ્રેમાનંદની આગવી વિશિષ્ટતા છે.

# ૮. પ્રેમાનંદની દેશીઓ

દશમસ્કંધમાં આવતાં કોઈ કોઈ પદોને બાદ કરતાં બાકીની બધી જ કવિતા પ્રેમાનંદે પોતાને વારસામાં પરંપરાથી મળેલી દેશીઓમાં રચી છે. એમ તો દેશીબંધનો વિકાસ માત્રામેળ છંદોમાંથી થયો છે. પણ એ માત્રામેળ છંદો ગેય કવિતામાં અપનાવાયા ત્યારે ગેયતાને સાચવવા જતાં સામાન્ય રીતે એમાં માત્રાઓની કવચિત્ ઘટવધ થયા કરી; જુદા જુદા તાલોમાં બેસાડવાને માટે વચ્ચે નિરર્થક શબ્દ કે શબ્દોનાં ઉમેરણ પણ આવશ્યક બન્યાં. અને આ આખો પ્રકાર પણ કવિતાના ઇતિહાસમાં ખૂબ ખૂબ જૂનો છે. ભરતના નાટ્યશાસ્ત્રમાં સંખ્યાબંધ ગેય ધ્રુવાઓ આપવામાં આવી છે. એ ધ્રુવાઓમાંથી દેશીઓ ઊતરી આવી છે: વસ્તુસ્થિતિએ માત્રામેળ છંદોનો વિકાસ પણ એ ધ્રુવાઓમાં નજરે પડે છે.[1] આ ધ્રુવાઓ ગેય સ્વરૂપમાં હોય એવી રીતે કાળિદાસના 'વિક્રમોર્વશીય નાટક'ના ચોથા અંકમાં મળી આવે છે; જેવી કે—

દુહો

मइं जाणिउ मिअलोअणी णिसअरु कोइ हरेइ ।
जाव णु णवतलि सामलउ धाराधरु वरिसेइ ॥ ७ ॥

પ્લવંગમ

जलहर सहरु एहु कोपि आढत्तओ
अविरलधारासार दिसामुहकन्तओ ।
ए मइ पुहवि भमन्ते जइ पिअ पेक्खिमि
तव्वे ज जु करीहिसि त तु सहीहिमि ॥ ८ ॥

ચોપાઈ

परहुअ महुरपलाविणि कन्ति
णन्दणवण सच्छन्द भमन्ति ।
जइ पइ पिअअम सा महु दिट्ठी
ता आअक्खहि मह्यु परपुट्ठि ॥ १४ ॥

---

[1] જુઓ 'દેશી ઢાળના ગીતો—પદો—કડવાંના મૂળ' એ નામનો મારો લેખ—"સંશોધનને માર્ગે" એ ગ્રંથમાં, પૃ. ૭૬-૭૮.

ચરણાકુળ

हउं पइ पुच्छिमि अक्खहि गअवरु
ललिअपहारइ णासिअ-तरुवरु ।
दूरविणिज्जिअससहरकन्ती
दिट्ठी पिअ पइ समुह जन्ती ॥ २२ ॥

ઉપરના ચારે તે તે શુદ્ધ છંદ છે, અને એઓનો ગેય ધ્રુવાઓ તરીકે રંગભૂમિ ઉપર ઉપયોગ થયો છે આ ચારે બંધ આપણી દેશીઓમાં પછીથી વપરાયા છે. આપણી દેશીઓમાં પાછળથી વધુમાં વધુ પ્રયોગ થયો છે તે સવૈયાબંધ પણ "વિક્રમોર્વશીય" જેટલો જૂનો જાણવામાં આવ્યો છે:

पसरिअखरखुरदारिअमेइणि वणगहणे अविचालु ।
परिसप्पइ पेच्छह लीणो णिअ-कज्जुज्जुअ[ओ] कालु ॥ २३ ॥

ભરતના નાટ્યશાસ્ત્રમાં આવતી વિવર સંજ્ઞાતા અને વેગવતી ધ્રુવાઓ આ રાહના મૂળમાં જણાઈ છે.[2] બીજી રીતે લેવામાં આવે તો આ સવૈયાની દેશીમાં વિષમ પદમાં ચરણાકુળ અને સમ પદમાં દુહાનું સમ પદ એમ ૧૬+૧૧=૨૭ માત્રા મૂળમાં રહેલી છે.

જયદેવના ગીતગોવિંદ સુધીમાં દેશીઓનો વિકાસ ખૂબ ખૂબ થઈ ચૂક્યો હતો એવું એ કાવ્યના ચોવીસે ચોવીસ પ્રબંધ જોતાં માલૂમ પડી આવે છે. જયદેવે દુહાની અને પ્લવંગમની દેશીઓ પ્રયોજી નથી, પણ બાકીની ત્રણ ચોપાઈની દેશી (પ્રબંધ ૧૬) ચરણાકુળની દેશી (પ્રબંધ ૧૪), સવૈયાની દેશી (પ્રબંધ ૩), સવૈયાની દેશી જરા વૈવિધ્યથી (પ્ર. ૧૧, ૧૫) એ રીતે મળી આવે છે આ ઉપરાંત નવી જાણવામાં આવતી નીચેની દેશીઓ ધ્યાન ખેંચે છે:

હરિગીતની દેશી

मामियं चलिता विलोक्य वृतं वधूनिचयेन ।
सापराधतया मयापि न वारितातिभयेन ।
[ध्रुवा—] हरिहरि हतादरतया गता सा कुपितेव ॥ १ ॥

(પ્રબંધ ૭ મો)

---

૨. એજન, પૃ. ૭૭-૭૮

### ૩૪ માત્રાનો ઝૂલણા

यदसि यदि किंचिदपि दन्तरुचि कौमुदी हरति दरतिमिरमतिघोरम् ।
स्फुरदधरशीधवे तव वदनचन्द्रमा रोचयतु लोचनचकोरम् ।
[ध्रुवा—] प्रिये चारुशीले, मुञ्च मयि मानमनिदानम् ॥

(પ્રબંધ ૧૯ મો)

### ૨૦ માત્રાનું ઝૂલણાનું પદ ૬

कथितसमयेऽपि हरिरहह न ययौ वनं
मम विफलमिदममलरूपमपि यौवनम् ।
[ध्रुवा—] यामि हे, कमिह शरणं सखीजनवचनवञ्चिता ।

(પ્રબંધ ૧૪ મો)

૧૭ માત્રાનું ઝૂલણાનું પાછલું પદ પૂર્વપદક તરીકે

मञ्जुतरकुञ्जतलकेलिसदने ।

(પ્રબંધ ૧૭ મો)

વિક્રમોર્વશીયમાં રાસક આદિક જેવા દેશી-ટુકડા પ્રયોજાયા છે તેમ કેટલીક દ્વિપદીઓ પણ પ્રયોજાયેલી છે. આ દ્વિપદીઓ ગુજરાતીમાં પ્રચલિત થયેલી જોવામાં આવતી નથી રાસક આદિક વગેરેના ઢાળા નરસિંહ મહેતા વગેરેમા મળી આવે છે, પણ પ્રેમાનંદમાં એનો ખાસ ઉપયોગ નથી તેથી જતા કર્યા છે.

જૂની ગુજરાતીના કાવ્યોમાં દેશીઓનો વિકાસ આપણને શાલિભદ્રસૂરિના સં. ૧૨૪૧ મા રચાયેલા "ભરતેશ્વરબાહુબલિરાસ" જેટલો જૂનો મળી આવે છે. દુહો, સોરઠો, ચોપાઈ—ચરણાકુળનુ મિશ્રણ, રોળા, સવૈયા, હરિગીત આ છંદોની દેશીઓ આ કાવ્યમાં પ્રયોજાયેલી છે. આ દેશીઓ ગેય હતી એ આ નમૂના જોવા માત્રથી જ સમજાશે :

### (૧) સાદી દુહાની દેશી

प्रहि ऊगमि पूरवदिसिहि पहिलउ चालीय चक्क तु ।
धूजिय धरयल थरहरइ ए, चलीय कुलाचलि-चक्क तु ॥ १८ ॥

આમાં ગેયતાને માટે तु અને ए ઉમેરાયેલા છે.

### (૨) સાદી ચોપાઈ-ચરણાકુળના મિશ્રણની દેશી

जेठउ बधव भरह नरिंदो, जसु भद संकइ सरगि सुरिंदो ।
जीणइ जीता भरह छ खंड, म्लेच्छ मनावीय आण अखंड ॥ ८० ॥

આ દેશીના આરંભમા આખ્યાનકવિતાનાં કડવાના મહોરામાં આવતી ઢાળની ધ્રુવા જેવી ધ્રુવા આવી છે :

वेगि सुवेगि सु चोलइ समलि वाहुवलि ।

राउ न फोइ तुह तोलइ इहि अछइ रवितलि ॥ ७८ ॥

આ કાવ્યની ૧૨ મી ઠવણિમા 'ધઉલ' અને 'ત્રુટક' આમાંનાં ધઉલ એ ચોપાઈનું ૧ ચરણ + દુહાનું સમચરણ, અને પ્રાય વિષમે વિષમનો પ્રાસ અને સમે સમનો પ્રાસ સાચવે છે. એમાના ત્રુટક ખાસ ધ્યાન ખેંચે છે. એની ૭ લીટીઓમા પહેલી બે—વસ્તુસ્થિતિએ 'અડિલ'ના ચાર ચરણ છે. એના પછીની ૪ લીટી ચોખ્ખી હરિગીતની છે આ રીતે જણે કે આ એક નાનું કડવુ બની રહે છે, જેના આરંભમા 'આહિલ' અને એની પાછળ ઢાળથી હરિગીત આવી રહે છે; જેમકે

(૩) હરિગીતની દેશીનું મૂળ

वर वरइ सयवर धीर, आरेणि साहस धीर,

मंडलीय मिलिया जान हय-हींस मगल-गान ।

हय-हींस मगल-गान गाजीय, गवणि गिरि गुह गुमगुमइ ।

धमधमी घरयल ससीय न सक्इ सेसु, कुलगिरि कमकमइ ।

घसमसीय धाइय धीर धीवलि, धोर वीर विहडए ।

सामत समहरि समइ न लहइ मडलीकु न मडए ॥ १८३ ॥

દુહાની દેશીનો વિકાસ પછીથી ઠીક ઠીક થયો છે. આનો એક સારો નમૂનો સં. ૧૩૭૧ ના અરસામા રચાયેલા 'સમરારાસુ'મા મળી આવે છે. તરત જ જણાશે કે 'સુણિ સુંદરી'ને "ઊિહિલી કુણિ કરી"ના પ્રતીક વિષમ-સમપદે અનુક્રમે ઉમેરતી આલણ નાકર પ્રેમાનંદની દેશીઓ આમા સામ્ય સૂચવશે :

सघवाछलु करी चीरि मले

मल्हंतडे पूजिय दरिसण पाय

सुणि सुदरे पूजिय दरिसण पाय ॥ ध्रुव ॥

सोरठ देस सघु सचरिउ मल्ह० चउडे रयणि विहाइ ॥ १ ॥

आदिसक्त अमरेलीयह „ आविउ देसल-जाउ ।

थलवेसइ थल जगे मिलए „ गडि जूनइ संपत्तु ।

महिपालदेउ राउलु आवए „ सामुहउ संघगणुरत्तु ॥ ३ ॥

(પ્રા. ગૂ. કા. સં. પૃ. ૩૪)

આમા સમપદ પાછળ ઉમેરણ નથી, જે આપણને ભાલણ વગેરેમા પછીથી જોવા મળે છે. 'સપ્તક્ષેત્રિરાસુ'મા જરા વિવિધતાથી એવો એક નમૂનો મળે છે :

> ત્રીજઉ ક્ષેત્રુ સુ સમલઉ **વરલોયણે** જ ભણિઉ વીયરાઇ।
> ગુણગંભીર સો જિણહ વયણુ **મૃગલોયણે** તસુ નવિ ઉપમ કાઇં ॥ ૫૬ ॥

આમા પહેલા અર્ધના વિષમપદમા વરલોયણે અને બીજા અર્ધના વિષમ-પદમા મૃગલોયણે એવા પ્રતીક ઉમેર્યા છે. હજી સમપદમા ઉમેરાયું નથી કાંઈ.

જનાર્દને ઉષાહરણમા વિષમ—સમ બેઉ પદને છેડે એકજ પ્રતીક ઉમેરવાનો આરંભ કર્યો હતો; જેમકે—

> " આદિ ઉષાએ આલોચિઉ, સાહેલડી રે,
> ગવરીવર ! કરિ સાર. ,,
> સવભવાની રીઝવ્યા, ,,
> વર આપુ સંસારિ, ,, ૧ "

આના અનુસંધાનમા જ ભાલણ એના વૈવિધ્યનો ખ્યાલ આપી શક્યો હતો :

> " ઉન્મત્તે ઊતાવળી, સુણિ સુંદરી,
> ઊઠયૂ આપ સંભાલિ, ગિહિલી કુણિ કરી ?
> કચ્ચલટ મુખ પરિ લટકતી, સુણિ સુંદરી,
> કરિ કરી પાછી વાલિ, ગિહિલી કુણિ કરી ? "
>
> ( કાદંબરી, પૃ. ૫૮ )

સવૈયાની દેશીનો સિદ્ધ પ્રયોગ આપણને જયદેવના 'ગીતગોવિંદ'મા મળે છે; પછી વચ્ચે એના દર્શન નથી થતા; થાય છે તે એવા કે એને શુદ્ધ સવૈયા-બંધમા અંતર્ગત ન કરી શકાય. સવૈયાના બાંધામા રચાયેલી દેશી સં. ૧૪૮૫ ના હીરાનંદસૂરિના " વિદ્યાવિલાસ પવાડુ " માં એકદમ તરી આવે છે :

> " તીણિ નયરિ સુરસુંદર રાજા તસુ ઘરિ કમલા રાણી।
> સોહગ-સુંદરિ તાસ તણી ધૂઅ રૂપિઇં રંભ સમાણી।
> સોલ કલા-સુંદરિ સસિવયણી ચંપાવન્ની બાલ।
> કાજલ શામલ લહકઇ વેણી ચંચલ નયણ વિસાલ ॥ ૧૭ ॥"

હીરાનંદે આ કાવ્યમાં કડી ૧-૨૧, ૨૯-૩૭ (આમાં છેલ્લો ગણ ૨ ગણ આવે એટલા વૈવિધ્યથી), ૧૪૨-૧૫૪, ૧૫૬-૧૬૨, ૧૬૩-૧૮૪, ૧૮૫-૧૮૯ એ સવૈયાની દેશીઓ આપી છે, જુદા જુદા રાગમાં ગવાતી.

નરસિંહ મહેતાનો કાવ્યારંભ થાય છે ત્યાંસુધીમાં આમ દુહા ચોપાઈ સવૈયા હરિગીત આ ચારે છંદોની દેશીઓ વ્યાપક થઈ ચૂકી હતી; એમાં નરસિંહ મહેતાએ ઝૂલણાની દેશી ઉમેરી. બેશક, ઝૂલણાની દેશીનો પછી કદી વ્યાપક પ્રયોગ સબળ રીતે કોઈ કવિને હાથે થઈ શક્યો નથી. ભાલણમાં તો ઉપર બતાવેલી ઝૂલણા સિવાયની ચારે દેશીઓના બંધ વિપુલતાથી પ્રયોજાયા છે; ઝૂલણાનું દ. સ્ક.માં એક જ પદ છે (પદ ૨૪૨ મું). આખ્યાન કવિતાને માટે આ બધો ખૂબ અનુકૂળ થઈ પડયા હતા. કડવાના બાંધામાં આ બધોના આરંભમાં મુખા-ઢાળની લીટીઓ છેક જયદેવ જેટલી જૂની છતાં એનો વ્યાપક પ્રયોગ નરસિંહ મહેતાના કાવ્યોમાં સૌથી પ્રથમ જોવામાં આવે છે :

દુહો

"કેસરભીના કાહાનજી, કસુંબે ભીની નાર;
લોચનભીના ભાવશું ઊભા નંદદ્વાર. કે૦ ૧"

(બૃ. કા. દો. ભાગ ૧લો, પૃ. ૯)

સવૈયા

"હવે કિમ વસિયે વૃંદાવનમાં, લૂંટાલૂંટ મંડાણી;
નંદ તણો નાનડિયો નરહરિ, થઇ બેઠો છે દાણી. હવે."

(એજન, પૃ. ૧૫)

નરસિંહનાં પદોમાં આ ઉપરાંત દ્વિપદી પ્રકારની દેશીઓ મળે છે; પણ એનો પ્રેમાનંદમાં પ્રયોગ જોવામાં આવતો નથી

ભાલણે તો આખ્યાનમાં વ્યાપક દુહા ચોપાઈ સવૈયા હરિગીત એ ચારે બંધની દેશીઓનો પ્રયોગ અવિચ્છિન્ન કર્યો છે. દશમસ્કંધના આરંભમાં જ એણે દુહા-બંધ લીધો છે; જેમકે,

શ્રીગણપતિને પરણમું રે, સિદ્ધિબુદ્ધિનો દાતાર;
હરસુત મન આણી દયા રે, કરો તે મારી સાર. ૧"

બીજી દેશીઓમાં—

ચોપાઈ[3]

"વિષ્ણુ મન વિમાસી વાત, યોગમાયા તેડી વિખ્યાત;
આવી ચરણે નામ્યું શીશ, શું કહો છો તમે જગદીશ. ૧"

(પદ ૭ મું)

---

[3] ૩. પદ ૧૦ માં ચરણાકુળનો બંધ છે.

## સવૈયા

બાઈ એક કાનુડો અમૃતપેં અતિ મીઠો;
કોટિક બાલક એ વ્રજવનિતાનાં, પણ એવો કોઈ ન દીઠો. બાઇ ૧"
(પદ ६१ મું)

ભાલણે દશમસ્કંધમાં હરિગીતની દેશી કાંઈક વધારે પ્રયોજી છે. ઘણાં પદ દશમ૦માં આ દેશીમાં છે:

"મહા તેજસ્વી રૂપ તે જે વર્ણવ્યું જાયે નહિ;
દેવક યાદવ તણે મંદિર, દેવકી કન્યા સહિ. ૨
તેહશું વિવાહ મળ્યો, વસુદેવ પાણિગ્રહણ કરે;
સ્વર્ગથી અંતરિક્ષ આવી, ગાન દેવતા આચરે. ૩"
(પદ ૨ જું)

નરસિંહ મહેતાની જેમ ભાલણે પણ પદોમાં કેટલાક વિશેષ બંધ આપ્યા છે; પણ ઉપરના સર્વસામાન્ય છે અને પ્રેમાનંદમાં આપણને એ વ્યાપક પ્રમાણમાં જોવામાં આવે છે; અહીં તેથી હવે પ્રેમાનંદે સાધેલા દેશીઓના પ્રકાર આપણે લક્ષ્યમાં લઈયે.

પ્રેમાનંદનું સૌથી પ્રથમ કાવ્ય "સ્વર્ગની નિસરણી" જણાયું છે. કાચી ઉમરની આ કાચી કૃતિમાં સરળમાં સરળ સવૈયાબંધ પ્રયોજાયો છે:

"શ્રી ધર્મરાજને વંદન કરીને સ્વર્ગ નિસરણી શુભ ગાવું રે રામ.
ધર્મી અધર્મી પાપી ને દાતા, વર્ણી પતિત પાવન થાવું રે રામ.
ધન ધન રે આજ ધરણી ધર્યા, દયા કરીને હરિમંદિર આવો રે રામ.
ધર્મરાય ધર્મપુરીમાં બેઠા. વૈષ્ણવની વાર્તા કરે રે રામ."
(પ્રા. કા. દો ભાગ ૪ થો, પૃ. ૩૫૪)

જેનાં રચ્યાવર્ષ નક્કી કરી શકાય એમ છે, તેવી કૃતિઓમાં જૂની કૃતિ ૨૯ કડવાંનું ઓખાહરણ છે. આ કાવ્યમાં એનો દેશીબંધ ઠીક ઠીક હથોટી પકડી લે છે; અને પછી બીજાં કાવ્યોમાં એ ચાલુ રહે છે અને વૈવિધ્ય પણ સાધે છે. ૧ લા કડવામાં દુહા-બંધ, ૨ જા કડવામાં સવૈયા-બંધ, ૩ જા કડવામાં હરિગીત-બંધ, ૪ થા કડવામાં ચોપાઈ-બંધ એ સાદા સ્વરૂપમાં આપી ૫ મા કડવામાં સવૈયાની દેશીમાં વૈવિધ્ય સાધે છે, એને પદપ્રકારની ઘાટી આપીને; જેમકે—

"વર વરવાને યોગ્ય થઈને પ્રગટ્યાં સ્રીનાં ચિહ્ન જી,
ઓખા કહે છે ચિત્રલેહાને એક વાત સાંભળ બેહેન જી;

સહિયર શું કીજે?
હા હાં રે દહાડલા કેમ લીજે?
એ તો દોષ કર્મને દીજે!"

જમપે ભૂંડું જોબનિયું રે, મદપૂરણ મુજ કાય જી,
પિતા તો પીછે નહિ રે બાઇ! કુવારો ભવ કેમ જાય જી?
સહિયર શું કીજે? ૦ ૨"

મોટા દશમસ્કંધમાં ૬૬ મું કડવું આવી જ વિવિધતાવાળું છેઃ—

"કર આંગુળી મુખમા ધરી રે, વસ્ત્ર માગે વ્રજનાર;
અમો પુરુષની દૃષ્ટિ આગળે, કેમ નગ્ન નીસરું બહાર વહાલા,
છૌં અબળાનો અવતાર વહાલા,
છે કઠિણ લોકાચાર વહાલા,
નહિ નગ્ન નાહાઉં બીજી વાર વહાલા.

જુઓ ત્યાંનું આવું જ કડવું ૬૨ મું
રણયજ્ઞમાં સવૈયાની દેશીમા પ્રેમાનંદે એક વૈવિધ્ય સાધ્યું છે:

"આજનો તો દાહાડો રે હો, લાગે મુને ધૂંધળો, દીસે ઝાંખો દિનકર દેવ;
ત્રિભુવનનાથને રે હો, રાખ્યા ન દૂભીએ, જેની બ્રહ્મા શંકર કરે સેવ,
રે હો રાણીજી. ૨
દિશા ચારે હો, દીસે ધૂમસ-ધૂંધળી, કાંઇ શુકન માઠેરાં થાય;
કાંઈ ફાલુ બોલે રે હો, બોલે રે બીહામણાં, રુવે વાયસ શ્વાન ને ગાય." ૩
આમાં 'તો' 'રે' 'હો' વગેરે કાઢી નાખવાથી બંધનો ખ્યાલ આવી શકશે.

ઓખા૦નું ૬ ઠ્ઠું કડવું ચરણાકુળના બાંધામાં છે:

ઓખા૦માં ૧૪ મા કડવામાં એક નવો બંધ એ પ્રયોજે છે:

"વર્ષાઋતુ વહી ગઇ રે, રમતાં આવ્યો આશ્વિન માસ,
સુખ પામી ઘણું રે, રમતાં રમતાં રંગ વિલાસ;
રક્ષક રાયનો રે, તેણે દીઠી રાજકુમાર,
કન્યારૂપ ક્યાં ગયું રે, ઓખા દીસે છે રે નાર!"

સુદામાચરિત્રમાં ૯ મું કડવું આ જ પ્રકારનું છે:

"ગોવિંદે માંડી ગોઠડી, કોહો મિત્ર અહ્માર;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા' ગો૦ ૧

શે દુઃખે તમો દુબળા, એહેવી ચતા કેહી;
મન મૂકીને કહો મને, માહારા બાળસનેહી. ગો૦ ૨"

મોટા દશમસ્કંધમાં કડવા ૧૨૩ મામાં આવો પ્રયોગ આવે છે :

"અમો ઓસીકળ કેમ થઇયે રે, ગોકુળસ્વામી;
એહવું કહીને આંસુ ભરીયાં, અંતરજામી. અમો૦"

(પૃ૦ ૧૦૦)

આ પૂર્વે નરસિંહ મહેતામાં આ ધાટી મળે છે :

"પંથડો નિહાળતી રે, જોતી પીતાંબર પગલાં;
મદનરસ ઘેલડી રે, ભગ્તી લડસડતાં પગલાં; પંથ૦ ૧
ચતુરાં ચાલતી રે, જાણે વન ત્રાઠી કુરંગી;
શુદ્ધબુદ્ધ વીસરી રે, વહાલા તેં તારી કરંગી. પંથડો૦ ૨"

(બૃ. કા. દો. ભાગ ૧ લો, પદ ૨૩ મું, પૃ. ૧૧)

ભાલણે દશમસ્કંધમાં—

"સાસુ જોરે સુંદરી, મરકલડો એના મુખનો રે;
મીટ ભરી નિહાળતાં, પાર ન પામું સુખનો. સા૦ ૧
હસ્તના ચાળા કરે, તિમ તિમ નયણ નચાવે રે;
મિશે મિશે મોએ હસે, તો મારા મનને ભાવે રે. સા૦ ૨"

(પદ ૬૬ મું, પૃ. ૭૦)

ઓખા૦ના ૧૮ મા કડવામાં એક નવો પ્રકાર એવો સાધ્યો જણાય છે—

"મારા સ્વામી ચતુરસુજાણ, બાણદંત આવે રે,—જાદવજી
દીસે સૈન્યા ચારે પાસે, થાશે શું હાવે રે?—જાદવજી.
એ બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડો રે?—જાદવજી.
હું તો કહું છું તમારી દાસી, નાશી છીંડો રે.—જાદવજી."

આમાં લીટીની મધ્યમાં સાંકળી જોવામાં આવે છે :

જાણ...બાણ, પાસે...થાશે, બાથ...નાથ, દાસી . નાશી વગેરે. આના મૂળમાં અને પ્રત્યેક લીટીની શરૂઆતમા દુહાનું સમપદ જણાય છે; બેશક, પ્રાસ મેળવવાનો સોરઠામાં હોય તેવો પ્રયત્ન આમાં નથી થયો; પછીનો ટુકડો આઠેક માત્રાનું પ્રતીક, પણ અહીં પ્રતીકને બદલે કાંઈ ફરકેલી છે, ને છેડે "જાદવજી" ઉમેરાયું છે.

અદલોઅદલ આવી સાંકળીવાળુ નળાખ્યાનમા ૩૬ મા કડવામા "રાજ મારુ"-ની "હો નળરાય" થી આવતી ૧૮ લીટીઓ છે.

વધારે વ્યવસ્થિત સ્વરૂપમા—એટલે કે વિષમ પદમા દુહાનુ વિષમ પદ લઈ તૈયાર થયેલો બધ નળાખ્યાનમા મળે છે (કડવુ ૩૭)—

"વૈદરભી વનમા વલવલે, અધારી રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી જાત વૈદરભી૦

રસનાયે નામ જ નળ તણુ, મુખ જપતી જાય;
શુદ્ધિ નથી શરીરની, ભાજે કાટા પાય. વૈદરભી૦"

આ દુહો જ છે એમ ધારવાનું નથી એવો ભાસ થાય ત્યા અક્ષરો ઉમેરાઈ ગયા હોય છે આવુ જ ૩૮ મુ કડવુ છે

મોટા દશમસ્કધમા ૧૯ મા કડવામા—

'ગર્ગાજોગી એમ ઓચરે, નરપતિ સાભળો રે,
શ્રીગોકુળને માહી, હદે થયો સામળો રે.
નથી જાણતી નદની નાર, પુત્ર પ્રસવ થયો રે;
જે મથુરાનો મહારાજ, કન્યા લેઈ ગયો રે." (પૃ. ૧૩)

આ ઉપરના પ્રકારની વિકૃતિ સમજાય છે વળી સરખાવો કડવા ૨૧-૩૧-૩૬-૬૫-૮૫-૮૬-૧૦૭-૧૨૭-૧૬૧મામા.

'શ્રાદ્ધ' મા ૧૩ મા કડવામા છે :

"માણેક મહેતી જુએ છે વાટ, ચિતા મન ધરી રે,
હજી કેમ ન આવ્યા ભરતાર, શું થાશે હરી રે."

આ રાહ આ પ્રકારમા આવી શકે એમ છે. વસ્તુસ્થિતિએ આ રીતે આ દ્વિપદીઓ ઊભી થયેલી છે

નરસિહ મહેતામા પણ આવો પ્રયોગ જોવામા આવે છે

'જશોદાના જીવન ઊભા, જમનાને તીરે;
મોરલી વગાડે મોહન, મધુરી ધીરે. જશોદા૦ ૧
પીતાબરની પલવટ વાળી ઉપર લહેકે માળા
કાન બીચ કુંડળ લળકે, દીસે રૂપાળા. જશોદા૦ ૨"
(બૃ. કા દો. ભાગ ૧ લો, પદ ૨૬ મુ, પૃ. ૧૨)

ભાલણમાં પણ દશમસ્કંધમાં—

"મુજને શું કરશે શું કરશે, વેરીડા હેરી:
હુ દાસી તો થઈ રહી છું, નંદકુંવર કેરી. મુ૦ ૧
જાણું રમતા રમતા આવે, હરિ આણી શેરી;
મારગ માંહે વીણવા બેસું, (હુ) મોતીડાં વેરી, મુ૦ ૨"
(પદ ૯૮, પૃ. ૭૧)

નરસિંહ અને ભાલણે લીટીના આરંભમા દુહાનું સમચરણ નથી લીધું; એને બદલે ચરણાકુળનો ટુકડો સામાન્ય રીતે પ્રયોજાયેલો દેખાય છે.

ઓખાના ૧૯ મા કડવામાં ચોપાઇ-બંધ પ્રયોજાયેલો છે; પણ દરેક ચરણને અંતે "હોરે હઠીલા રાણા" પ્રતીક આવે છે:

"ઓખા કરતી સાદ; હોરે હઠીલા રાણા.
આ શા સારુ ઉધમાદ, હોરે હઠીલા રાણા.
હુ તો લાગુ તમારે પાય, હોરે હઠીલા રાણા.
આવો બેસો માળિયા માંહ્ય, હોરે હઠીલા રાણા."

મદાલસા આખ્યાનમાં ૧૮ મા કડવામાં આ જ બંધ મળે છે:—

"બોલો બોલો લટકાળા રાય, મુખને મરકલડે;
હુ તો લાગુ તમારે પાય, "
તમે અનમાન્યા તે શું આ "
કાંઇ મન ન આવી હું આ "

આ પ્રસંગ સુધન્વાખ્યાનના ૧૬ મા કડવામાં છે જ્યાં "રે અર્જુન આવ્યો રે" "ઓ અર્જુન આવ્યો રે" એમ છે. એ જ રીતે 'રણયજ્ઞ'માં ૧૧ મા કડવામાં "હોરે હઠીલા રાણા"થી આ જ બંધ અપાયો છે. નળાખ્યાનમાં ૭ મું કડવું "પાપી માણસાં રે" થી આ જ બંધમાં આપવામાં આવ્યું છે; એવું જ "તે નળ આવ્યો રે" "ઓ નળ આવ્યો રે"થી ત્યાંનું ૨૯ મું કડવું પણ; વળી ૪૧ મું કડવું "વેપારી રે"થી અને ૫૦ મું "હો દમયંતી" થી આ જ બંધનું છે.

મામેરામાં ૮ મા કડવામાં લીધી છે ચોપાઈ પણ એકાએકી ચરણોમાં અનુક્રમે "ચિંતા કાં કરો રે" "ધીરજ મન ધરો રે" એવાં પ્રતીક યોજવામાં આવ્યાં છે; ૧૮ મી કડીથી એમાં ફેરફાર કરી "સ્વામી શું થશે રે" "લાજ જાશે રે" અને ૩૬ કડીથી "હાંસી કાં થઈ રે" "બુદ્ધિ ક્યાં ગઈ રે" યોજવામાં આવેલ છે.

આ પ્રકાર જનાર્દનના ઉષાહરણમાં જોવામાં આવે છે; જેમકે—

"પંચશબ્દ મૃદંગ વાજઇ પુરિ, શ્રીરંગ આવ્યા ઉષા અનિરુદ્ધ રંગું.
મંગલ દીપ હોઇ ઘરિ ઘરિ, "
રુકમિણી અતિ રળિયાત થાય, "
સોલ સહસ્ર મનિ હરખ ન માય, "

નાકર—વિષ્ણુદાસના ઓખાહરણોમાં આ બધવૈવિધ્ય જોવામા આવે છે. એટલે પ્રેમાનંદની પાસે એ પ્રચલિત ઢાળ પડ્યા હતા. એનો એણે ઉપયોગ કરી લીધો છે.

ચંદ્રહાસઆખ્યાનમા ૨૫ મુ કડવુ :—

"પુરોહિત પડિયો હો, મૂર્ચ્છા ખાઈ જી;
મદન શું મુઓ હો, ન મુઓ જમાઈ જી;
ચાંડાલ ચારે હો, તેડાવ્યા પાસજી;
પૂછ્યુ તેઓને હો, શાને ન કીધો નાશ જી."

મોટા દશમસ્કંધમા ૫ મુ કડવુ :
આમાં ઉપરના બધનો પ્રકાર છે.

"વિનવે દેવકી હો, વીરાને વલવલી,
માતને માગે હો, મુખે દશ આંગળી."

આ બંધનો ખ્યાલ આપે છે. એ જ પ્રમાણે કડવુ ૧૫ મું, ૬૯ મું-૧૧૨ મું—૧૨૪ મું—એને જ મળતો પ્રકાર નળાખ્યાન—૪૨ મા કડવામાં "કહિયે સુંદરી" "બાંધ્યાં બંધન કરી"થી છે.

મામેરાનુ ૧૧ મું કડવું—

"મહેતે વજાડયો શંખ, સમર્યા વનમાળી,
લાગી હસવા ચારે વર્ણ, માંહોમાંહે દે તાળી."

એ આમાથી વિકસેલ જણાય છે.
એ લગભગ આ જ પ્રકારનું અન્વય.

અભિમન્યુ આખ્યાનમાં આ બધા બધ પ્રયોજાયા છે; એમા ૨૯ મા કડવામાં છે તો ચોપાઈ-પ્રકારનો બંધ, પણ એમાં પ્રેમાનંદે વૈવિધ્ય સાધ્યુ છે; જેમકે

હરિ હારે હા, પટકુળ પડ્યાં છે પયમાં,
" ઉત્તરાનું મન ગયું છે કયમાં,
" સાસરડે કેમ સચરું.
" પાગે લાગણ્ હું શું કરું.

„ હું છું પિયરની સોભાગણી,
„ મુને તો લોક કહેશે અભાગણી."

નળાખ્યાનમાં ૪૫ મું કડવું—

"હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીએ નથી સમાતી,
હરિ મારે કોણ કર્મ ના કરવું પ્રભુ ચોરી થકી શું નરવું"

અભિમન્યુના ૪ થા કડવામાં જૈન રાસાઓનો જાણીતો એક બંધ પહેલી વાર ત્યાં પ્રયોજ્યો છે:

"સંજય બોલ્યા વાણી રે, એક અપદાનવની રાણી રે
નવ જાણી દેવે જાતી પિયર વિષે રે ૧
તે તો કરતી અશ્રુપાત રે, દેખી રોયાં માત ને તાત રે;
સર્વે વાત માંડીને કહી છે મુખે રે"

ભાલણે (પહેલા) નળાખ્યાનમાં ૨૧ મા કડવામાં આ બંધ સાચવ્યો જ છે. આ બંધ ૧૬×૧૬×૧૨ માત્રાના અસમ માપનો ત્રણ ચરણનો છે. આમાં પ્રેમાનંદે ત્રીજા ચરણમાં માત્રામાન વધારી નાખ્યું છે. 'નવ જાણી' 'સર્વે વાત' એ ટુકડા એ માટે એણે યોજ્યા છે આ મૂળ બંધ ૧૬×૧૬×૧૨નો સં. ૧૨૪૨ના ભરતેશ્વરબાહુબલિરાસની ૧ લી ઠવણિનો બંધ છે ભાલણસુત ઉદ્ધવના ગણાતા રામાયણમાં આ બંધ પ્રયોજવામાં આવ્યો છે, બાકી ક્યાંય જૈનેતર કૃતિઓમાં જોવામાં નથી આવતો.

પ્રેમાનંદે શુદ્ધ દુહો લઈ વિષમ-સમમાં પ્રતીકો ઉમેરવાનો જૂનો સંપ્રદાય જાળવી રાખ્યો છે, જેમકે—

ચંદ્રહાસ આખ્યાનમાં ૧૯ મું કડવું—

"રાજા વળતું બોલિયો, કહું કામિની;
એ તો ભવબંધનો ભ્રાત, ભોળી ભામિની
સુખ તણા સમુદ્રમાં કહું કામિની;
ભાગ્યું પુત્રરૂપિયું નાવ, ભોળી ભામિની."

'સુદામાચરિત્ર' માં ૪ થું કડવું આ ભાલણ-નાકરની પદ્ધતિએ મળે જ છે:—

"પછે સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે,
હું કહું તે શીખ માન, ઘેલી કોણે કરી રે,
જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે,
વિધિયે લખી બુદ્ધિને દ્વાણ, ઘેલી કોણે કરી રે. ૧"

બાલણનું કાદંબરીનું દસમું કડવું આ જ પ્રકારનું છે એણે (પહેલા) નળાખ્યાનમા ૩૨ મુ કડવુ "મન વાળિયે છ" અને "બોલ્યું પાળિયેજી"ના પ્રતીકોથી આ જ છંદ-બંધથી આપ્યુ છે નાકરે વિરાટ પર્વમા ૫૦ મું કડવુ 'સુણ સુંદરી०' 'ગિરિહલી કુણિ કરી' થી આ જ રીતનું આપ્યું છે સુદામાચરિત્રમા ૧૦ મા કડવામા આ પ્રકાર 'તુને આભરે રે" "મુને કેમ વિસરે રે" થી આપવામા આવેલો છે, તો નળાખ્યાનનુ ૫૪ મું કડવુ "સુણ સાધવી" "મહિલા માધવી" આ જ બંધનુ છ મોટા દશમસ્કંધમા ૧૯૫ મુ અને પ્રેમાનંદની પોતાની રચનાનુ પણ ત્યા છેલ્લુ કડવુ આ જ પ્રકારનુ છે—

' રૂખમૈયા કેહે કાહા જાય છે, વૈદેહી વેદેહી રે,
એ કોણે શીખવી કુટેવ, કન્યા ઘેલી રે
સ્વઇચ્છાયે ઊઠી નીસરી, વેદેહી વેદેહી રે,
સ્ત્રી માણસને શ્યા દેવ, કન્યા ઘેલી રે "

પ્રેમાનંદનો વિવેક વણઝારો ઢુઢામા છે જેમા વિષમ પદમા 'વણઝારા રે' અને સમ પદમા 'સમજ મન મારા રે" એવા પ્રતીક ઉમેરાયેલા છે.

સામાન્ય રીતે મોટા દશમસ્કંધમા એણે એકાદ બે બાદ કરતા બધા જ બંધ સરખી રીતે પોતાના બીજા કાવ્યોમા છે તે પ્રયોજ્યા છે એણે શુદ્ધ છંદોમા—એ પછી અક્ષરમેળ હોય કે માત્રામેળ, તેમા—કદી કવિતા લખી નથી એણે ભુજંગી છંદની ચાલ પ્રયોજી છે નળાખ્યાનમા કડવુ ૬૦ મુ આવુ છે

' દહિ દેહ વિજોગની મેહજાવાળી,
મારે મર્મના બાણ પૂઠે પ્રમ બાળી
તારી બુદ્ધ બાહુક બળવંત દીસે
કાંઈ જાણવા ભેદ મમ મન હીસે "

અને રણયજ્ઞમા કડવા ૧૨-૨૦-૨૧ એમા છે, એ જ પ્રમાણે મોટા દશમસ્કંધમા કડવા ૭૭નો ભાગ—નાગદમનનુ કડવુ ૫૪ મું રાસક્રીડાનું કડવુ ૯૪ મું એ ભુજંગીની ચાલમા છે વળી નામ પાડીને મદાલસાઆખ્યાનમા "હરિગીતની ચાલ" કડવા ૧૦મામા આપી છે હરિગીતની દેશીઓ જેટલી સ્વાભાવિકતાથી પ્રેમાનંદ લખે છે તેટલી સ્વાભાવિકતા આમા નથી •

" વિશ્વસુધા ગાંધર્વ કુંવરી મદાલસા શુભ નામ રે,
રૂપ લલિત વિલક્ષણી, ભાનુની તેજનું ધામ રે

અલબેલી તે સાહેલી સાથે, ચાલતી ગ્રહી હાથ રે;
અશોક વાડી માંહી નિત્યે, ગાય સ્ત્રીનો સાથ રે."

મોટા દશમસ્કંધમાં કડવા ૯૫ માં "છંદ નગસ્વરૂપિણી ત્રિતાલો" એણે આપેલ છે:

"આનંદકંદ નંદનંદ છંદ રાગ રાગણી;
વેણુ વાય ગીત ગાય સરાય સહુ સોહાગણી;
રૂપ સરસ સોળ વરસ રમે આંક લેઈ લેઈ,
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઇ થેઇ."

આના કરતાં નળાખ્યાન કડવા ૨૭ મા આપેલ 'છંદ હરિગીતની ચાલ' વધુ શિષ્ટ છે.

અક્ષરમેળ છંદને પ્રવાહી બનાવી કેટલેય સ્થળે એક ગુરુને સ્થાને બે લઘુ યોજ્યા હોય એવી અવ્યવસ્થા પણ છે.

એણે 'રુકમિણીહરણ'માં છદ 'તોરગ' કહી એક કડવું આપ્યું છે.

"શુભ રાજનગર દ્વારાગતી યશ કોટિ ત્રિભુવન પતિ,
નિગમ આગમ મુજ શિરમણિ, હું જગજીવન તમ તણી.
તે પ્રીતિ કેમ ગયા વીસરી. ૧"

આ મને ૧૪ માત્રાનો 'હધોર' છદ લાગે છે. અહીં દરેક ચાર ચરણને અંતે "તે પ્રીતિ કેમ ગયા .વીસરી" એ ધ્રુવા મૂકવામાં આવી છે બેશક, આ કાવ્યની હાથપ્રતમાં આ કડવું જોવામાં આવતું નથી: એટલે આ પાછળનો પ્રક્ષેપ હોય.

એણે સામાન્ય રીતે ઝૂલણા છંદ પ્રયોજ્યો નથી. "મામેરુ"માં "ઊઘડકી ભડિયા વેગે વૈકુંઠપતિ" એ પદ તો નરસિંહ મહેતાનું છે. પણ મોટા દશમસ્કંધમાં કડવું ૯૮ મું એ છંદની ચાલમાં આપ્યું છે:

"પરબ્રહ્મ નિઃકર્મ તે ધર્મ ક્રીડા કરે,
રાસ વિલાસ વ્યભિચાર નાસે;
ભક્તવિશ્રામ શ્રીરામ કરુણાનિધિ,
નામ લેતાં કોટિ કર્મ ન્હાસે. પરo"

અને ભ્રમરપચીશીમાં ૧૮ મું પદ ઝૂલણાની દેશીમાં છે. આ બેઉ ઠેકાણે પ્રમાણે 'કેદારાની ચાલ' સૂચક જે નરસિંહ મહેતાનું 'પ્રિય કૈલાસ તજતાં' રચેલું એમાં અનુકરણ છે.

મોટા દશમ૦માં એણે એક ઢાળ કડવા ૧૧.માં નવો જ આપ્યો છે :

"નહીં જાવા દીજે રે, જીવન નહીં જાવા દીજે—
નહીં દીજે જાવા નાયજી રે, તમને નંદરાયની છે આણ;
પાછા વળયો હાર માનીને, તમને જોડી કહુ છું પાણ. નહીં૦
કપટ દીસે રે, કહાના કાંઈ કપટ દીસે—
કપટ ભાસે અમને રે, પડી પેટડિયામાં ફાળ;
ગોપી દેહ સાંભળિયો રે, આત્મા લેઈ ચાલ્યો આ ક્રૂર કાળ. નહીં૦ "

આમાં ચારનું પ્રતીક બાદ કરતાં દુહો જ પ્રયોજાયેલો છે; પણ આ પ્રકાર આ પૂર્વે જોવામાં આવ્યો નથી.

પ્રેમાનંદની સમગ્ર દેશીઓના બાધાનું સ્વરૂપ આ પ્રમાણે દુહા, ચોપાઈ, ચરણાકુલ, સવૈયા, હરિગીતની દેશીઓમાં છે; એમાં એણે વૈવિધ્ય સાધ્યું છે, જેમાં એનું સ્વતંત્ર વૈવિધ્ય બહુ જ થોડું છે; પૂર્વની દેશીઓની વિવિધતા દેશમાં વ્યાપક હતી અને એ જ મુખ્યત્વે એણે ઉઠાવી લીધી છે.

આ બધી દેશીઓ જુદા જુદા રાગોમાં જ ગવાતી હતી. એકની એક દેશી એકના એક તાલમાં અનેક રાગોમાં ગાઈ શકાતી હતી; તો એણે સ્વીકારેલા રાગ પણ પ્રાયઃ પૂર્વ કવિઓએ પોતાનાં કાવ્યોમાં પ્રયોજેલા તે જ છે. આમ રાગોના વિષયમાં પ્રેમાનંદ પાસેથી નવીનતા કાંઈ પણ મળી શકે એમ નથી. એણે સ્વીકારેલા કેદારો, સારંગ, સામગ્રી (?), સામેરી, મેવાડો, ધન્યાશ્રી, ધવલ ધન્યાશ્રી, વેરાડી, બંગ વેરાડી, અસાવરી, મારુ, ગોડી, નટ, નટ-નારાયણ, પંચમ, પંચમ-રામગ્રી, કાફી હુસેની, દેશાખ ( =દેશ+આખ્ય=દેશ ), ધોલૈરો, વસંત, પરજ, રામકલી, સોરઠ, મલ્હાર, ખટ, જેતશ્રી, બિહાગડો, પ્રભાતી ( ? રામગ્રીનો જ પ્રકાર ), આ બધા રાગ એઓના શાસ્ત્રીય સ્વરૂપમાં ગવાતા હતા એમ માની લેવાનું નથી; તે તે રાગના સ્વર બાધી દેશી ઢબે આખ્યાનો માંઇ સંભળાવવામાં આવતાં હતાં. વળી કવિએ અમુક ઉદ્દેશથી જ અમુક અમુક કડવું અમુક અમુક રાગમાં જ આવું જોઈએ, એવું સિદ્ધવત્ મળતું નથી. કવિને શબ્દ ઠીક પડયો—કાનને જે બંધ-બેસતો થઈ ગયો તેમાં કડવું આપી દેવામાં આવતું; એથી રાગોના વિષયમાં કોઇ વ્યવસ્થા કોઈપણ કવિના કાવ્યમાં જોવામાં આવતી નથી.

# ૯. આખ્યાનકવિ પ્રેમાનંદ

આ અભ્યાસક્રમને આરંભ કર્યો છે ત્યા મારા તરફથી પ્રેમાનંદને મહાકવિ-પદપાત્ર કહેવામા આવ્યો છે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા એનું જે પ્રકારનું સ્થાન છે તેનો પણ આછો ખ્યાલ ત્યા આપવામા આવ્યો છે. પ્રેમાનંદને આપણે એ રીતે જોવા હવે પ્રયત્ન કરિયે. જો પ્રેમાનંદમા મૂલ્યવત્તા હોય તો એની જ સિદ્ધ સાહિત્યકૃતિઓમાં એણે જે કાઇ વ્યક્તિત્વ મૂર્ત કરી આપ્યું છે તે જ આપણને એના મૂલ્યાંકનમા સહાયક થઇ શકે એમ છે. રચ્યાવર્ષ મળી આવે છે તેવી તો એની આ નીચેની કૃતિઓ છે :

| | | | |
|---|---|---|---|
| ૧. ઓખાહરણ | સં. ૧૭૨૨–૨૩ (?) | ૭. સુદામાચરિત્ર | સં. ૧૭૩૮ |
| ૨. અભિમન્યુ આખ્યાન | સ. ૧૭૨૭ | ૮. મામેરુ | સ. ૧૭૩૯ |
| ૩. ચંદ્રહાસ આખ્યાન | સ. ૧૭૨૭ | ૯. સુધન્વાખ્યાન | સ. ૧૭૪૦ |
| ૪. મદાલસા આખ્યાન | સ. ૧૭૨૮ | ૧૦. રુક્મિણીહરણ–શલોકો | ,, |
| ૫. હુંડી | સ. ૧૭૩૩ | ૧૧. નળાખ્યાન | સ. ૧૭૪૨ |
| ૬. શ્રાદ્ધ | સ. ૧૭૩૭ (?) | ૧૨. રણયજ્ઞ | સ. ૧૭૪૬ |

આ ઉપરાંતની રચ્યાવર્ષ વિનાની કૃતિઓ તે ૧૩. સ્વર્ગની નિસરણી, ૧૪. કુંવરનો ફજેતો, ૧૫ વિવેક વણઝારો, ૧૬. વિષ્ણુસહસ્રનામ, ૧૭. રુક્મિણીહરણ, ૧૮. નાસિકેતાખ્યાન, ૧૯. વામનકથા, ૨૦, સાગળશાનો વિવાહ (નાનો), ૨૧. બાળલીલા-મનજવેલ, ૨૨. દાણલીલા, ૨૩. ભ્રમરગીતા (નાની-મોટી), નાનો દશમસ્કંધ, ૨૫. દશમસ્કંધ (મોટો), અને ૨૬. પાંડવોની ભાંજગડ

'આ ૨૬ કૃતિઓમાંની રુક્મિણીહરણનો શલોકો, કાંઇક અંશે સ્વર્ગની નિસરણી, કુંવરનો ફજેતો, બાળલીલા-મનજવેલ અને પાંડવોની ભાંજગડ ક્ષુદ્ર કૃતિઓ છે; વિષ્ણુસહસ્રનામ, નાસિકેતાખ્યાન અને દાણલીલા સામાન્ય કૃતિઓ છે; નાનો દશમસ્કંધ પ્રમાણમા સામાન્ય કૃતિ છે;—એ સ્કંધમા ભ્રમરગીતાના ભાગમાં જ પ્રેમાનંદનું નામ છે, બાકીમા નથી. માત્ર એ કૃતિ બીજા કોઈની જાણવામા નથી તેથી પ્રેમાનંદની ગણી છે. આદિઅંત ત્રુટક હોઈ આ વિષયમાં કશા નિર્ણય ઉપર આવી શકાતુ નથી. આમાની સ્વર્ગની નિસરણી સિવાયની આ કૃતિઓ પ્રેમાનંદની ન હોય તો યે કાંઈ ઓછુ રહેતું નથી. બાકીની બધી જ કૃતિઓ પ્રેમાનંદની ઓછીવત્તી પ્રતિભાની ઘોતક હોઈ ખૂબ જ મહત્ત્વની છે.

## (૧) આખ્યાનકવિ

આખ્યાનો એ ગુજરાતી સાહિત્યનો—ખાસ કરી મધ્યકાલીન સાહિત્યનો એક અનોખો પ્રકાર છે અને ભારતની બીજી કોઈપણ ભગિની-ભાષાઓમાં જાણીતો નથી. જૂના અપભ્રંશ કાવ્યોમાં સંધિપ્રકારના કાવ્યોમાં कडवकक्रमનો એક્રમ જોવા મળે છે, પણ એ कडवक માત્ર ૧૬ માત્રાના ચરણાકુળના ૧૬ ચરણો કે એનાથી ઓછાવત્તા એકી ચરણોનો એક્રમ હતો અને એકથી બીજા कडवक સાથે ઘત્તાથી જોડાયેલો રહેતો. અવધિભાષાની पदुमावती અને रामचरितमानस-મા આપણને ઘત્તાને સ્થાને સામાન્ય રીતે દોહા મળે છે રેવંતગિરિરાસુ જેવી કોઈક કૃતિમાં આપણને ભવિષ્યના કડવા-બદ્ધ આખ્યાનોમાં પ્રયોજાયેલી દેશીઓના ૪ કડવા—ગેય કડવા જોવા મળે છે: પરંતુ એનું સાચું સ્વરૂપ તો સૌથી પ્રથમ આપણને ભાલણના આખ્યાનોમાં જોવા મળે છે. આ બધનો પ્રકાર વિકાસ આ પૂર્વે 'પ્રેમાનંદની દેશીઓ'માં અપાયો જ છે. આપણે એને હવે સ્વરૂપની દૃષ્ટિએ વિચારવાનો છે.

आख्यान શબ્દ તત્સમ સંસ્કૃત છે અને 'કથાનક'નો વાચક છે, પરંતુ એ આપણને એના સંસ્કૃત અર્થમાં સીધો મળ્યો નથી. મહાભારતના પર્વોમાં આવતી આડકથાઓ उपाख्यान નામથી જાણીતી છે; જેવી કે नलोपाख्यान, सावित्र्युपाख्यान, शकुन्तलोपाख्यान વગેરે. આવા ઉપાખ્યાનોની પૌરાણિક સાહિત્યમાં ખૂબ જ વિપુલતા છે.* જેમ 'આખ્યાન' શબ્દનો ગુજરાતી ભાષામાં સૌથી પ્રથમ પ્રયોગ કરવાનું ગૌરવ, અત્યાર સુધીનાં સંશોધનો પ્રમાણે, ભાલણ લઈ જાય છે તેમ મહાભારત રામાયણ અને અન્ય પુરાણોમાનાં ઉપાખ્યાનોને કડવા-બધમાં ગુજરાતી કવિતા-રૂપે ઉતારવાનું ગૌરવ પણ ભાલણ લઈ જાય છે. આપણે એટલું તો અવશ્ય જાણીયે છિયે કે પૌરાણિક કથાનકો ગુજરાતીમાં ગેય-સ્વરૂપમાં કે પાઠ્ય-સ્વરૂપમા કહેવાની શરૂઆત તો કાંઈ ભાલણે કરી નથી જ; ભાલણની પૂર્વે વીરસિંહ, કર્મણ, માંડણ, ભીમ, જનાર્દન, વાસુ, દેહલ કીકુ વસહી, શ્રીધર એ વગેરે કવિઓએ પૌરાણિક આખ્યાનો આપવા માંડ્યાં હતા. આમાના કોઈએ સળંગ બધનાં તો કોઈએ પદોમાં રચનાઓ કરી હતી. નરસિંહ મહેતાની ચાતુરીઓને પડછે વાસુ અને શ્રીધરની કૃતિઓ—વાસુનું સગાળશા આખ્યાન અને શ્રીધર વણિકનું ગૌરીચરિત્ર—આ બેમા આખ્યાન-

---

* आख्यान વિશે વધુ વિગત 'ભાલણ : એક અધ્યયન'મા પહેલા પ્રકરણમાં જોવા મળશે.

પ્રકાર ઊકિયા કરે છે. આ એક પણ ભાલણના સમકાલીન હોઈ આખો આખ્યાન-પ્રકાર ભાલણની વિશિષ્ટ કૃતિઓ બની રહે છે

આખ્યાનો એ ગેય કવિતા છે અને જુદા જુદા રાગોમા વાદ્યો સાથે એ ગાઈ શ્રોતાઓ સમક્ષ મૂકવામા આવતાં હતા ભાલણનો ઉત્તર-સમકાલીન નાકર તો પોતાનો એક સ્વજન નાગર બ્રાહ્મણ આખ્યાનો ગાઈ પોતાનું ભરણપોષણ કરી શકે એ માટે આખ્યાનોની રચના કરતો હતો.* ગુજરાતમા માણભટ્ટોની પરંપરા ક્યારથી શરૂ થઈ એ કહેવું મુશ્કેલ છે. છતા એટલું સત્ય તરી આવે છે કે ખુદ આખ્યાનકાર કવિ કે પછી એ કવિતા એવા આખ્યાન ધાર્મિક લોકોની સમક્ષ ગાનાર માણભટ્ટ હોય, એ દ્વારા પોતાનુ ભરણપોષણ કરવામા આવતું હતુ આધાર ભટ્ટ જેવા આખ્યાન-ગાયકો થયા પણ છે કે જેઓ પારકા આખ્યાનોને શ્રોતાઓ સમક્ષ પોતાના કરીને પણ ગાતા હતા. ભાલણથી લઈ છેક પ્રેમાનંદ સુધીના બસ્સે વર્ષના ગાળામાં આખ્યાનોનો અવિરત પ્રવાહ વહ્યો છે અને ધાર્મિક કથાનકોથી જૈનેતર કવિઓએ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને ભરી દીધુ છે. પ્રેમાનંદ એજ પ્રવાહમા આખ્યા-નોની રચના કરે છે અને એમા ઉદરપોષણ નિમિત્તભૂત રહે છે ઉ. ત., 'સુદામા-ચરિત્ર'ને અંતે એ સ્પષ્ટ એકરાર કરે છે કે

"ઉદરનિમિત્તે પરદેશ કીધો, સેવું નંદરબાર
નંદીપરામાહા કથા કહી જ્યાબુદ્ધિ અનુસાર. ૧૩"

'સુદામાચરિત્ર'ની રચના સં. ૧૭૩૮ ની છે; એ પૂર્વે એની સૌથી પહેલી કૃતિ કે જે સં. ૧૭૨૨-૨૩ પહેલા રચેલી છે તે 'સ્વર્ગની નિસરણી'ની રચનાનુ પ્રયોજન પણ એજ છે; જેમકે

'ઉદરનિમિત્તે નિસરણી ગાઈ, પાપીને સેહ મે દીધી રે'

અને પ્રેમાનંદે 'અશ્વમેધ'ની રચના નંદરબારના દેસાઈ શંકરદાસની આજ્ઞાથી સં. ૧૭૪૬ મા કરી હતી એ આ પૂર્વે (પૃ. ૨૪) બતાવાયું છે એ જોતા પ્રેમાનંદને પોતાનાં આખ્યાન વિસ્તારવામા ઉદરનિમિત્ત રહ્યુ છે એ વાતને કોઈ રીતે ઉવેખી શકાય એમ નથી. એ એ માટે સુરત અને બુરહાનપુર પણ જતો. 'હૂંડી' એણે બુરહાનપુરના હસનાપુરી નામના પરામા સં. ૧૭૩૩ મા ગાઈ હતી (જુઓ આ પૂર્વે

* "કરી ગ્રંથ વાડવ-કરિ સૂખ્યુ, વિધિ પુણ્યવિસ્તાર રે,
વૃદ્ધ નાગરકુલિ નામ મદનસુત ગાઇ થાઇ ભવનિસ્તાર રે. ૨૨'
(વિરાટપર્વ, કડવું ૬૫)

પૃ૦ ૨૭ વગેરે) અને નળાખ્યાનની રચના એણે શરૂ કરી સુરતમાં અને એ પૂરું કર્યું નંદરબારમાં (સં. ૧૭૪૨ માં)

પ્રેમાનંદને ઉદરપોષણનું નિમિત્ત હોવા છતાં એણે શ્રેષ્ઠ આખ્યાનકૃતિઓ—પૂર્વના બધા જ આખ્યાનકારો કરતાંયે ખૂબ ચડિયાતી કૃતિઓ, અને એ પણ ભાલણ કરતાંયે સવાયા પ્રકારની કૃતિઓ જનતા સમક્ષ મૂકી છે. કડવાબંધનાં કોસ-સભારજનાર્થે રચાયેલાં આખ્યાનોની રચના કરીને એ ઉત્તર વયમાં—વનપ્રવેશ પછી સંભવતઃ—જાણે કે થાકે છે અને છેલ્લા દિવસો ભાગવતના દશમસ્કંધની લીલા ગાવામાં ગાળે છે. અહીં એનું કવિતામળ પણ ખૂબ સરતી અનુભવે છે અને આખ્યાનપદ્ધતિ અને ગેય-પદપ્રકારના સુમધુર સંમિશ્રણથી દશમસ્કંધની કથાનો એ વિસ્તાર કરે છે. રામનો અનન્યભક્ત બની ચૂકેલો આ કવિ દશમસ્કંધ કદી પૂર્ણ કરી શકતો નથી નાનો દશમસ્કંધ જો એની રચના હોય તો એની પણ હાથપ્રત અપૂર્ણ છે. આ એક દશમ રુક્મિણીના કથાનક આગળ તૂટે છે મોટો દશમસ્કંધ જેટલો સચવાયો છે તેટલો પણ એનાં શ્રેષ્ઠ આખ્યાનોમાં શ્રેષ્ઠતમ કૃતિ તરીકે આવી રહે છે. એનાં બીજાં આખ્યાનોથી એ એ રીતે પણ આગળ આવી રહે છે કે એમાં કવિ જાણે કે તદાકાર થઈ ગયા છેઃ કવિતાના શબ્દમાં એનું હૃદય નીતરે છે. આ વિષયમાં આપણે યથાસ્થાન કંઈક જોઈશું.

## (૨) કવિપ્રતિભા

પ્રેમાનંદ શું ખરેખર કવિ હતો? એણે મુખ્યત્વે રચના કરી આખ્યાનોની અને એમાં પૌરાણિક ઉપાખ્યાનોની અને કથાનકોની વસ્તુઓનો વિસ્તાર સાધ્યો. વીરસિંહથી લઈ પ્રેમાનંદ સુધીના બધા પૌરાણિક કથા લઈને ગેય પદબંધ આપનારા લેખકોએ યથાવકાશ પોતાની પ્રતિભાના અંશ પોતાની કૃતિઓમાં ઢાળવ્યા છે. આવા પ્રત્યેક લેખકનો શ્રોતા તો ગામ કે નગરનો પૃથગ્જન જ હતો ને! એવા શ્રોતાની ગુંજાશને લક્ષ્યમાં રાખીને જ એ કૃતિઓની રચના થતી હતી. એથી કરીને જ સમર્થ પ્રતિભા-વાળાથી લઈ લગભગ પ્રતિભાહીન કહી શકાય તેવા આખ્યાન-કારો થયા અને વિષ્ણુદાસ (ખંભાતના) જેવાએ મહાભારતનાં ઘણાખરાં પર્વ અને બીજાં પણ આખ્યાન કડવાબંધમાં બાંધી આપ્યાં નાકરથી લઈ પ્રેમાનંદ વચ્ચે આવા સંખ્યાબંધ પ્રતિભા-હીન આખ્યાનકારો પણ મળે છે કે જેઓએ માત્ર દેશી બંધમાં પોતાને કહેવું હતું તે કહી નાખ્યું. આવા વિપુલ સંખ્યા ધરાવતા આખ્યાન-કારોની સાથે ભાલણ અને કાંઈક અંશે નાકર કે વિશ્વનાથ જાની અને પ્રેમાનંદ જેવાની કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ કરનારાઓને કવિપ્રતિભા કેમાં દીપતી હતી

એ જોવાનો યોગ મળે છે. પ્રેમાનંદ આ આખ્યાનકારોમાં મોખરાનું સ્થાન લેતો હતો એમ કહેતી વખતે લોકભોગ્ય આખ્યાનોમાં એનું કવિત્વ ક્યાં ક્યાં દીપાવ્યું છે એ જાણવાની સહજ ઈચ્છા થાય. આવી જિજ્ઞાસા એની 'ઓખાહરણ' જેવી પહેલી આખ્યાનકૃતિથી લઈ મોટા દશમસ્કંધ જેવી છેલ્લી કૃતિ સુધીમાં અનેક સ્થળે જોવા મળી શકે એમ છે.

પરંતુ આ જિજ્ઞાસાની તૃપ્તિ કરિયે એ પહેલાં એક મહત્ત્વનો પ્રશ્ન ખડો થાય છે: પ્રેમાનંદ ગુજરાતી-માતૃભાષા ઉપરાંત બીજી કોઈ ભાષાનો સબળ જ્ઞાતા હતો ખરો? નાકર અને વિષ્ણુદાસ વગેરે પોતાનાં આખ્યાનોમાં પોતે સંસ્કૃત જાણતા નથી એવું નોંધે છે; એથી ઊલટું, પ્રેમાનંદ પોતાનાં આખ્યાનોના આરંભ કે અંતમાં પણ પોતે સંસ્કૃત ભાષા નથી જાણતો એમ નથી લખતો. પોતાની પ્રત્યેક આખ્યાનકૃતિ આત્મવિશ્વાસપૂર્વક એ બાંધતો જોવા મળે છે; એટલું જ નહિ પણ તે તે મૂળ કૃતિઓનો એને પૂરો પરિચય હોય એવું પણ લાગે છે. મોટા 'દશમસ્કંધ'માં એ જણાવે છે કે—

"આ પાસાં વ્યાસ વાણી સંસ્કૃત, આ પાસાં માહારું પ્રાકૃત;
આ પાસાં અર્થ શ્લોક સંબંધ, આ પાસાં કડવાં ચોપાઈ બંધ;
બાંધું ગ્રંથ જોટ સમાન, મ્હેલો લોક ખોટું અભિમાન;
નથી વાદ કીધો પરકાશ, આણેવા શ્રોતાને વિશ્વાસ,
વ્યાસવાણી મેં જાણી યથા, તેહેની પ્રાકૃત જોડી કથા."

(મો. દશમ, કડવું ૩૭ મું)

ભલે દશમસ્કંધની રચના એ પ્રાકૃત (=ગુજરાતી)માં કરતો હોય છતાં પણ એને સંપૂર્ણ આત્મવિશ્વાસ છે કે આ કૃતિ સંસ્કૃતથી ઊતરતા પ્રકારની નથી થવાની, કારણ કે પોતે વ્યાસની વાણી જે પ્રમાણે જાણી છે તેના ઉપરથી પ્રાકૃત ભાષામાં આ કથા જોડી છે. એના પહેલા આખ્યાન 'ઓખાહરણ'માં સરસ્વતીની સ્તુતિમાં એ કહે છે કે

'કરુણાગુણ તું ને દયાગુણ તું, હું દીન કિંકર માય,
હું ને રંક જાણી આપ વાણી, જેમ ગ્રંથ પૂરણ થાય;
મહાકાર-ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધુ,
તેમ દાસ તારો હું ઇચ્છું છું બાંધવા પદબંધ.'

(કડવું ૧ લું)

આમાં એ પોતાને 'અજ્ઞ' નહિ, પણ 'દીન' કહી પોતાની સંપૂર્ણ નમ્રતા બતાવે છે. અહીં જે ઉપમા મૂકે છે તેવી આપણને કાલિદાસે 'રઘુવંશ'ના આરંભમાં પોતાની જે હીનતા આપી છે તેવી કવિના ખ્યાલમાં પૂરેપૂરી હોય એ રીતે અપાય છે. કાલિદાસના એ શબ્દ—

तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ।
( સિંધુ દુસ્તરને મોહે તરાપે તરવા કરું. )
मन्दः कवियशःप्रार्थी गमिष्याम्युपहास्यताम् ।
प्रांशुलभ्ये फले लोभादुद्बाहुरिव वामनः ॥
( માગતો કવિની કીર્તિ હાસ્યપાત્ર બનીશ હું.
ઊંચેરા ફળને લેવા લોભથી જેમ વામણો )

મહાકવિની વાણીને પણ 'ફળ'ને સહકાર-આમાનું ફળ કહી અને 'તરાપા'ને ઠેકાણે 'અપગ' કહી એ જાણે કે ઓર દીપાવે છે! અને છતાં એ પોતાનાં આખ્યાનોમાં પોતાને સાદો 'જન પ્રેમાનંદ' કે 'ભટ પ્રેમાનંદ' કહી સંતોષ માને છે.

### રસવર્ણન : શૃંગાર

સંસ્કૃતના કવિઓની જેમ એણે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે કે નહિ એનો નિર્ણય આપવો મુશ્કેલ છે, પરંતુ એ સંસ્કૃત કાવ્યોનો તો સારો પરિચય ધરાવતો હશે એમ એના 'નળાખ્યાન'માં આવતા વિવિધ અલંકારો અને એનાં આખ્યાનોમાં એક મુખ્ય રસની આસપાસ બીજા ગૌણ રસોને યથાસમય વર્ણવી આખ્યાનનું ગૌરવ સાચવી લે છે એનાથી જણાય છે. કાવ્યનો આત્મા ધ્વનિ રસ કે બીજું કાંઈ એની ચર્ચામાં કે વિચારણામાં એને કશો રસ નથી, પણ પોતાની કૃતિઓમાં એ કૃતિઓ પૃથગ્જનો સમક્ષ રજૂ કરવાની છે, એવા સંપૂર્ણ ભાનથી એ કાવ્યશાસ્ત્રના રસોને સર્વભોગ્ય ભાષામાં મૂર્ત કરી આપે છે. અહીં કેટલાક એવાં રસિક પ્રસંગ-વર્ણન જોઈ જઈએ : બાણાસુરે ઓખાને એકદાંડિયા મહેલમાં રાખી છે કે જ્યાં એની સખી ચિત્રલેખા જ એની પાસે છે; બીજા કોઈનો પ્રવેશ સુધ્ધાં નથી. ઓખાને 'આવ્યું વર વરવાનું રૂપ.' એવી જ્ઞાત-યૌવના નાયિકાનું કામોદ્દીપન-એક રીતે કહિયે તો વિપ્રલંભ શૃંગારનું પ્રથમ બિંદુ કવિની વાણીમાં કેવું મૂર્ત થાય છે!

" વર વરવાને યોગ્ય થઈ ને પ્રગટ્યાં સ્ત્રીનાં ચિહ્ન જી,
ઓખા કહે છે ચિત્રલેખાને : એક વાત સાંભળ, બહેનજી;

સહિયર, શું કીજે ?
હાહારે દહાડલા કેમ લીજે ?
એ તો દોષ કર્મને દીજે ૧

જમપે ભૂંડું જોબનિયું રે, મદપૂરણ મુજ કાયજી,
પિતા તો પ્રીછે નહિ રે, બાઈ, કુંવારો ભવ કેમ જાય ? સહિયર૦ ૨
સાસરે જાય ને આવે સખીઓ મુજ સમાણીજી
હું અપરાધણ હર્ષે હણાઈ આંખે ભરું નિત નિત પાણીજી સહિયર૦ ૩
એ દુ:ખે હું દૂબળી રે, મુને અન્ન ઉદક નવ ભાવેજી,
અવાસ-રૂપી શૂળીએ સૂતા, નિંદ્રા કેઈ પેર આવેજી ? સહિયર૦ ૪
મરજાદા સહિત ભરથાર બોલાવે, કરે આંખ તણો અણસારોજી,
તેવા સુખ નયણે નવ નીરખ્યા, મારો વ્યર્થ ગયો જન્મારોજી સહિયર૦ ૫
સ્વામી કેરો સંગ નથી તે સ્ત્રીને, તેથી શું હોય નરઈજી,
હવે આશા શી પરણ્યા કેરી, મારું જોબનિયું જાય ગરઈજી સહિયર૦ ૬
બીજી વાત મુજને નવ રુચે, મારું મન ભરથારમાં મગ્નજી,
આંહીં કોઈ પુરુષ આવે તો સંઘ પરણું ના પૂછું જોશીને લગ્નજી સહિયર૦ ૭
વેણ રસિક કહેતો કરુણાવર આવે લટકતી ચાલેજી,
પ્રેમકટાક્ષે પિયુને બોલાવું હૃદયા ભીતર વહાલેજી. સહિયર૦ ૮
મરકલડે મુખે, મધુરવચને મરજાદા મન આણીજી,
શાક પાક પિયુને નવ પીરસ્યા આંધો પાલવ તાણીજી સહિયર૦ ૯
એવા સુખ નયણે નવ નીરખ્યા, દાખવું કર્મ કઠોરજી,
મારો જન્મારો એળે ગયો, જેમ સૂકું વગડાનું બોરજી સહિયર૦ ૧૦
કીકી વિના જેવાં લોચનિયાં, દીપક વિના મંદિર જેવું જી,
સુણ સખી, શિર કંથ વિના, મારું જોબનિયું જાય તેવું જી. સહિયર૦ ૧૧
જળ વિના જેમ માન સરોવર, ચંદ્ર વિના નિશ જેવી જી,
પિયુ વિના જોબન ગયું રે, હું અભાગણી પૂરી તેવી જી. સહિયર૦ ૧૨
અઘોર વનમાં વેલ ફૂલી, ન મળે ભમરો ભોગી જી,
વપુવેલી જોબનિયું ફૂલ્યું, ન મળ્યો નાથ સંજોગી જી. સહિયર૦ ૧૩"

(કડવું ૫મું)

'આંહીં કોઈ પુરુષ આવે તો સંઘ પરણું' એ વાક્યથી કવિ જ્ઞાતયૌવના નાયિકાની લાક્ષણિક મનોદશાનું ચિત્ર ખડું કરે છે એ જ વિરહિણી ઓખાને જ્યારે

પ્રિયતમ પ્રાપ્ત થાય છે ત્યારે ઓખાના ચિત્તની પ્રસન્નતા કવિ એનાં અંગોની મોહકતામાં મૂર્ત કરે છે. એવા સૌંદર્યમાં અહીં નાયકની મોહશીલતા કવિ સુભગ રીતે મૂર્ત કરે છે; અનુકૂળ ઋતુનો વિભાવ શૃંગારને ઓર દીપાવે છે :

> "પોતે ઓખાનો અભિલાખ, પછી આવ્યો માસ વૈશાખ;
> જાળી બારીએ વાયુ આવે, ત્યમ ત્યમ [એ] મોહો ઉપજાવે.
> આવ્યા વર્ષાકાળના દિન, ગાજે વરસે છે પરજન્ય.
> વીજળી થાય છે આસે પૂરી, બોલે કોકિલા સ્વર મધુરી.
> મહાતપસીનાં મન ડોલે, દાદુર મોર બપૈયા બોલે.
> માળિયા તળે રત્નાગર ગાજે, ઓખા નવસાત આભરણ છાજે
> નિત્ય મર્દન, મજન અંગે, ચર્ચે ચદન કેસર સંગે.
> નેત્રે અંજન, આભરણ હાર, મુખ તાંબુલનો પિચકાર.
> ઉદુ માંહે ઉડગણ જેવો સોહે નિલવટ ચાદલો તેવો;
> શીશરાખડી શોભા ઘણી, ચોટલો તે નાગની ફણી.
> શીશફૂળ ને સેંથે સિંદૂર, દેખી મોહ્યો અનિરુદ્ધ શૂર.
> કાને કુંડલ ઝગમગ જોઈ કામકુંઅર રહ્યો છે મોહી.
> નારી, તારી નાસિકાનો મોર કહિ ભૂષણ, ચિત્તનો ચોર.
> રક્ત અધર હસે મંદ મંદ, ન હોય હાસ્ય, મોહના ફંદ.
> પંકજ મધ્યે બિંદુ પડતાં, મોર મોતી અધરે ઢળતા.
> ચપળનેત્ર ઝીણું અંજન, જાણે ગાલે પડયું ખંજન.
> મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રકુટિને જોડે.
> મોહ્યો મોહ્યો હાર ગજુબંધ..... ............ ..........."

(કડવું ૧૩ મું)

એ પ્રમાણે ઓખાના પ્રત્યેક અંગની કમનીયતાથી નાયકનો અનુરાગ નાયિકામાં વધુ ને વધુ દૃઢ થતો કવિ બતાવી સંયોગ શૃંગારની કોટિ સ્થાપિત કરે છે. નાયિકાનો નાયક પ્રત્યે અનુરાગ ઉત્કટ થતો જાય એનું એક રોચક ચિત્રણ આપણને 'વિષયા સૂનેલા ચંદ્રહાસને નિહાળવા જાય છે તે વખતનું છે. 'ચંદ્રહાસ આખ્યાન' માં એ—

> "વિષયાએ વિમાસી જોયું, એ પુરુષને હું નિરખું.
> અન્ય પશુ પક્ષી ને માનવ નથી કોઈ ત્યાંહ સરખું.
> રખે ચતુર વરી કહેતો સ્વામીને, જાગશે તો શું થાશે ?

નિદ્રાવશથી કેમ ઉઠાડું ? પછે શું કહેવાશે ?
હે અશ્વ, છું અતિ અનુપમ, તારું રૂડું વાન.
માગી રે લેઉં છું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ.
તારે રત્નજડિત મુખ મોરડો, ઉદયાચળ ઊગ્યો ભાણ.
પેંગડાં તારાં પરમ મનોહર, રત્નજડિત પલાણ.
એહેવું કહેતી આવી ચતુરા ચંચળ નયણે જોય.
રખે સખી સહિયર આપણી છૂપી રહીને જોય,
નેપુર ઝાંઝર અણવટ વીંછિયા, એ સોનિએ આભરણ ઘડિયાં.
પ્રથમ વાજતાં રૂડાં લાગતાં, આજ શત્રુ થઈ નીમડિયાં.
એવું કહી મન દૃઢ કરી ચાલી, ઝાંઝર ઊંચા ચઢાવી.
મર્મે ભરતી ડગ, જેમ જળમાં બગ, એમ શ્યામા સમીપે આવી.
ચંદ્રહાસની પાસે અતિ ઉલ્લાસે હરિવદની હરખે બેઠી.
મારો શ્વાસ લાગે સાધુ જાગે તે ચિંતા ચિતમાં પેઠી.
રખે કો દેખે, સહિયર તુજ પેખે, એમ દૃષ્ટિ રાખતી આડી,
પછે પિછોડી પરી કરીને જોયું વદન ઉઘાડી.
નખ શિખા લગી ચંદ્રહાસને જોતી નયણે નિરખી.
હરિભક્તને દેખી હરિવદની હૈડામાં ઘણું હરખી.
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું
ત્યમ પિછોડી પરી કીધે મુખ કુલિંદકુંવરનું તેવું.
સુવદન અંબુજ ઊપર ભ્રુકુટી, ભ્રમર કરે ગુંજાર.
શકે ગશિબિંબ પૂંઠે તારા, એવો શોભે મોતી-હાર.

× × × ×

દેખી રૂપ રંગ તેજ તારુણી જાણે નાખી પ્રેમની ભુરકી.
ધન્ય માત તાત એનાં દીસે છે, કોણે કીધાં હશે પુન્ય.
હિમે હાડ ગાળ્યાં સુખ ટાળ્યાં, તો એહેવો હશે તન.
જપ તપ વ્રત દેહદમન એવી તારુણી ઘર-નાર,
તે નારીનું પરમ ભાગ્ય જેને આવો હશે ભરથાર.
મેં પાપણિયે પુણ્ય ન કીધું તો ક્યાથી આવો સ્વામી ?
એમ દુઃખ ધરતી આંસુ ભરતી શ્યામા શોકને પામી.”

અને આગળ જતાં ક્યાસની કસોટી સમો એ કાગળમાં 'વિષ'ને સ્થળે એ પોતાના નામનો છેલ્લો અક્ષર ઉમેરે છે ત્યાં :

"એક નેત્રનું કાજલ કાઢયું, બીજા નેત્રનું નીર,
તરણા વતે લખ્યુ તારુણીએ ધરી હૃદયામધ્યે ધીર."
(કડવું ૧૫ મું)

અનુરાગવતી જ્ઞાતયૌવનાના નાયકની પ્રાપ્તિ માટેના ધલવલાટમાં પણ હૃદયનું ધૈર્ય ન ગુમાવી શકાય, નહિ તો નાયકપ્રાપ્તિ કપરી પડે-એ ભાવ કવિ આમાં મૂર્ત કરે છે.

"નળાખ્યાન" શૃંગારરસનું કાવ્ય છે. આરંભમાં નાયક અને નાયિકા વચ્ચે અનુરાગ કેવી રીતે ઉદ્દીપ્ત બનતો જાય છે એ હંસ દ્વારા કવિએ સ્થાપિત કર્યું છે. હંસ દૂત બન્યો છે અને એ નળનો દમયંતીમાં અનુરાગ વધારવાનો જે રીતે પ્રયત્ન કરે છે તેમાં કવિએ ગુજરાતી કવિઓને ન સૂઝેલી એવી કમનીયતા અર્પી છે. અર્થાલંકારોથી ભરેલું એ ચિત્રણ જુઓ :

"ભૂપ મે દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઊભી અલબેલડી.
કદળીસ્તંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.
ઢાળ—વેલ જાણે હેમની અવેવ-ફૂલે ફૂલી.
ચકિત ચિત્ત થયું મારું ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે વ્યોમ ભોમ બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ.
હસે અમાનિધિ કિરણ પ્રગટચાં, કળા થઈ પ્રકાશ;
જ્યોત જ્યોતથી સ્તંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો આકાશ!

"અધરસ પર શ્વેતબિંદુ, મેં જાણ્યું : કરું ગ્રાસ.
ઉદર સર, આભરણ અંબુજ, જઈને પૂરું વાસ
નાભિ નિકટ શૃંખલા, રહે ગમન સાથ અમારો.
રોમાવલિ દ્રુમ, કુચ ટેકા, કરમકળ શું ઉતારો!
અંગરંગ-તરંગ યૌવન જોતા તૃપ્ત ન થઈએ,
ક્ષુધા તૃષા પીડે નહિ રૂપસુધામા રહિયે.

× × ×

સુધબુધ નવ રહી મારી, હું ઓલી ઊડયો અભિલાખે,
વદી વાણી વ્યોમચરની પડ્યો મૂર્છા ખાઈ;
હાટક-રૂપ દેખી સખી સાથે ભુજને ગ્રહવા ધાઈ.
મોહ-વારુણી પી પડ્યો કન્યાએ ગ્રહ્યો આવી;
ભુજ-અંબુજ બે પણ ભેદ્યા—તોયે મન નવ લાવી."

(કડવુ ૧૫ મુ)

અહીં જ જો નાયકને અનુરાગની વૃદ્ધિ કરવાનું મિષ ન હોય તો કવિનું અલંકારોથી ખચિત આ વર્ણન ભારરૂપ થઈ પડે. પરંતુ હેતુસર જ આ વર્ણન અહીં આવતું હોઈ એ ખૂબ જ ઔચિત્ય અર્પી કાવ્યની શોભારૂપ બની રહે છે.

કવિએ પ્રસંગોપાત્ત વિપ્રલંભને મૂર્ત કર્યો છે દમયંતીને નળના વિરહમા વલવલતી, અંધારી રાત્રિએ વનમા એકલી ભય પામતી રખડતી બતાવી છે ત્યા "વૈદર્ભી વનમા વલવલે" અને "ભૂલી ભમે છે ભામિની"—વાળા બેઉ કડવાં વિપ્રલંભ-દશાના દ્યોતક છે મોટા દશમસ્કંધમા 'રાસપંચાધ્યાયી'માંનો કૃષ્ણવિરહનો પ્રસંગ પણ 'વિપ્રલંભ'નો ઠીક ખ્યાલ આપે છે એવો જ એક મનોહર પ્રસંગ કડવા ૧૩૨ નો ત્યા છે જ્યા અન્ય નાયિકા સાથે રમી આવેલા નાયકને ભ્રમર તરીકે ઉદ્દેશી ઉપાલંભ આપવામા આવ્યો છે

હાસ્ય

પ્રસંગપ્રાપ્ત હાસ્યરસ મૂર્ત કરવાના પ્રસંગોમા કવિ પ્રાપ્ત થતી તક જવા દેતો નથી. એ હાસ્યરસ અજાણ્યાપણે થઈ ન પડે એ માટે કવિ ખૂબ જ સભાન થઈ રહે છે. અહીં આપણી ભક્તચરિત્રને લગતા એના આખ્યાનોમાનુ 'કુંવરબાઈનુ મામેરુ' પહેલી જ નજરે ખેંચે છે. 'મામેરા'મા એવા ચારેક પ્રસંગે હાસ્યરસના વિલાસ જોવા મળે છે (૧) નરસૈંયાની વહેલના વર્ણનમા, (૨) નરસૈંયાને આપવામા આવેલા ઉતારાના વર્ણનમા, (૩) નણદી બે પહાણ લખવાનુ કહે છે ત્યા,

(૪) નરસૈયો સ્તુતિ આરંભે છે ત્યાં; પણ માર્મિક રીતે તરી આવતો પ્રસંગ તો 'નળાખ્યાન'માં સ્વયંવરના વર્ણનમાં રાજાઓની સજાવટ બનાવવામાં આવી છે ત્યાં છે; જેમ કે—

> "ભીમક ભૂપને દે છે માન, આવી રહ્યા સર્વ રાજાન;
> ગાનારી ગાયે ગીતગાથા, બાંધ્યાં તોરણ દેવાય હાથા
> વસ્ત્ર કેસર માંહે ઝકઝોળ, બેસે આસને, આરોગે તંબોળ
> વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સભા કર્યા છે વરવા આત્ર
> શરીર શુદ્ર કાષ્ઠના ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ.
> બાળ યૌવન ને વળી વૃદ્ધ, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
> કો તો મોટા ઘરના કુંવર, મા કહે 'આવ અમારું ઘર
> આશા–અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિર પર.
> ઘરડા થયા નાના વર, વત્તા કરાવતા વાન્યા છર.
> તન મન કન્યાને અર્પણ, આગળથી નહિ ટાળે દર્પણ
> કેટલાક કરે તિલકની રેખ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ.
> કેટલાક કરે પૂછાપૂછ, હું કહેવો કહી મરડે મુછ.
> જેના મુખ માંહે નહિ દંત તેને પરણવાનું ખંત.
> કેવળ વૃદ્ધ, ડાચાં ગયાં મળી. તે બેઠા દૂંપાવી પળી
> જોશીની પ્રક્ષિપત કરી દેખાડે હાથ ને જન્મોતરી
> જો દમયંતી મુને પરણે તો, જોશી, હું લાગું ચરણે.
> જેનાં બેસી ગયાં ગલસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ
> એમ વિચાર કરી ગલોફાં ઘેલા જુએ કાચમાં મોઢાં',
>
> (કડવું ૨૪ મું)

'રણયજ્ઞ'માં કુંભકર્ણને જગાડતી વેળા પણ કવિએ હાસ્યનો ચમકારો આપી દીધો છે

> "જળ છાંટે નવ જાગ્યે યોદ્ધો, તાપણાં કીધાં ચોફેર.
> રુદે ઉપર શિલા–પડ મૂક્યા, કાનમાં ફૂંકે મદન–ભેર
> કપાળ ઉપર દુંદુભિ વાજે, શરણાઈ નફેરી ઢોલ
> કો મેઘસ્વરે સાદ કરે, પણ રાણો ન આપે બોલ
> સૂંઠ મરી નાસિકામાં ફૂંક્યાં, અજા ચલાવ્યાં નાસામાંય,
> પાછો શ્વાસ મૂકે નિદ્રા માંહે, અજા મીંડ ઊડયાં જાય.

હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા, વડાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે; સાંડસે ત્રોડાવ્યું અંગ.
નાના ઔષધ અંજન કીધા, પછાડયા ઊચળી વાર બેચાર.
પણ અવેરીની ઊંઘ ન ઊડે; દીધો ધૂંટબિયાનો પ્રહાર.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો સંકાશય;
કપોળ માંહે સર્પ આકળાયા તે શ્રવણ-મારગે નીસરી જાય"

(કડવું ૯ મું)

અભિમન્યુ-આખ્યાનના ૧૪ મા કડવામાં કૃષ્ણે સુભદ્રાને આપેલી પેટીમાં શું ને શું નીકળશે એમ માની ભાભીઓએ વસ્ત્રાભૂષણ આપેલા તે પછી પેટી ખોલાયે એમાંથી મુકુટ નીકળતા એ ભાભીઓએ આપેલી પોતપોતાની વસ્તુઓ યુક્તિથી પાછી લઈ લીધી, એ પ્રસંગ પણ 'હાસ્ય'નો એક નમૂનો છે.

કરુણ

વિપ્રલંભ શૃંગારમાં આવતી વિરહની ઉત્કટ દશાના ચિત્રણમાં આપણને કરુણ વ્યભિચારી ભાવ તરીકે જોવામાં આવે તેવા સ્થાન આ પૂર્વે શૃંગારમાં બતાવ્યાં છે તેને અને કરુણરસને કશો સંબંધ નથી. કરુણમાં તો પ્રિયજનોમાંના કોઈનું મૃત્યુ જ થયું હોય છે અથવા તો જેમાં શૃંગારનો સંબંધ નથી તેવા પ્રસંગનું દુ:ખ આવી પડયું હોય છે. 'મામેરા'માં કુંવરબાઈનો જે વિલાપ છે તે આ પાછલી કોટિનો છે:

'નથી લાવ્યા તમો નાડાછડી, નથી મોડ કે કુંકુમ-પડી;
નથી માટલી ચોળી ઘાટ; એમ શું આવ્યા બારે વાટ?
કેમ કરી લજ્જા રેહેશે, તાત? હું શે ન મૂઈ મરતે માત?
માત વિના સૂનો સંસાર; નમાયાંનો શો અવતાર?
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઊતરી.
જેવું આથમતું રવિનું તેજ, મા વિના એવું બાપનું હેજ."

(કડવું ૫ મું)

એમાં કરુણનો કુંવરબાઈમાં 'અનુભાવ' વ્યક્ત થાય છે.

'અભિમન્યુ આખ્યાન'માં અભિમન્યુ મરાતાં પાંડવોનો શોક કરુણરસનો ચમકારો આપી જાય છે (કડવુ ૫૦ મું). 'રણયજ્ઞ'માંનું લક્ષ્મણના નિધને રામરુદન 'કરુણ'નું ચટકું બતાવે છે, તો મેઘનાદ મરાયે મંદોદરીનું રુદન પણ એ કોટિમાં જાય છે (કડવા ૨૦માં). પરંતુ એના શ્રેષ્ઠ સ્વરૂપમાં એ આપણને 'દશમ સ્કંધ'માં જોવા મળે છે. વસુદેવ-દેવકીને વળાવવા જતો કંસ આકાશવાણી સાંભળી દેવકીનો

ચોટલો પકડી તલવારથી મસ્તક ઉડાડી નાખવા ફરે છે ત્યારે દેવકીના મુખમાં મુકાયેલું રુદન કરુણગાનનો એક અચ્છો નમૂનો પૂરો પાડે છે :

"વીનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે.
સુકુમાર કુંવરી હો કાલુ કાલું ઓચરે :
'માનુષી દેહ ધરી હો, વિપત શી આવડી ?
કોણ મુકાવે હો ? નહિ પિતા માવડી.
ભાઈ, તે છછેરી હો, નમાઈ હું રાંકડી.
કેમ સહુ રાતી હો, વીરાજીની આંખડી ?
મહિયેર માહારું હો, તું મથુરાપતિ.
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
કહાં ભોગવશો હો, પાપનો પોટલો ?
શિર માહારું દૂખે હો, તાણો મા ચોટલો.
માળા માહારી તૂટી હો, પડે કર-મુદ્રડી.
દેખે અંગ લોકડાં હો, ખસી માહારી ચૂંદડી,
વેણી વિખરાણી હો, કાકીએ સેસ ભરી,
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી,
જે પરણાવે હો, તે વધ કેમ કરે ?
મીંઢળ નથી છૂટયા હો, ના ગઈ સાસરે,
તંબોળ પરણ્યાનો હો, સૂક્યો નથી સાવલિયે.
મા માહારો, છત્ર કોરઆરી હો, લાગુ તાહારે પાવલિયે.
જેહને ઉછેરિયા હો, તેહને નવ મારિયે.
ઘણું ચોળાવી હો, ઘેર પધારિયે.
ગગનવાણી હો, તો વેરણ મુજ તણી,
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ ઘણી.'
એમ વલવલતી હો, રોતી ગજગામની.
દેવકી રોતા હો, રોઇ પ્રજા ગામની;
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક બાહુઆ;
રોયા હય હસ્તી હો, રોયા નગર વાહુઆ;

> રોયા અમને દેવતા હો, રોયા વસુદેવપતિ,
> પણ નિરદે કંસને હો, દયા નથી આવતી'
>
> (કડવુ ૫ મુ)

કડવા ૫૬ મામા 'માહારુ માણેકડુ રિસાવ્યુ રે સામળિયા" એ ગાન કૃષ્ણ કાલિયહ્રદમા ઝપાવી અદૃશ્ય થાય છે તે વખતે કવિએ જસોદાના મુખમા મુકાવ્યું છે તે પણ પ્રેમાનંદનું એક નમૂનેદાર કરુણગાન છે જસોદાના મુખમાના આ શબ્દ :

> "કાઈ હુ ગયીને દુ જીવુ છો, ઓછા સગપણ માટે.
> સાચુ વહાલ તો તાહા જણાયે ; સાભળતા હૈડુ ફાટે રે—સામળિયા૦
> કાષ્ટપે પાષાણ કઠિણ છે, તેપે કઠિણ છે લોહુ.
> વજ્રહ્રદય છે કાળજ માહારુ લોકને શુ દેખાડુ મોઢુ રે!—સામળિયા૦
> તે મેખાતર દહાનું કીધું મનમા દુ:ખ કાઇ આવ્યુ,
> ઊખળનુ બધન આજ સાભર્યું, તે માટે ઝપાવ્યું રે !—સામળિયા૦"
>
> (કડવુ ૫૬ મું)

### વીર રૌદ્ર અને ભયાનક

પ્રેમાનંદના કાવ્યોમા 'ઓખાહરણ' 'અભિમન્યુ આખ્યાન' 'સુધન્વા આખ્યાન' 'રણયજ્ઞ' વગેરેમા વીરરસ અનુભવવા મળે છે વીરને માટે 'યુદ્ધ'ની ભૂમિકા સામાન્ય રીતે આવશ્યક હોય છે કવિએ તે તે પ્રસગે પ્રસગોચિત વર્ણન સાધવાનો પ્રયત્ન કર્યો છે વીરની સાથે રૌદ્ર અને ભયાનક સલગ્ન સ્વરૂપમા જ સામાન્ય રીતે પ્રેમાનંદને હાથે નિરૂપાયા છે અભિમન્યુના પાચમા કોઠાના યુદ્ધમા·

> 'શું કરતો અભિમન્યુ હસ્તી જેને ભીમસેન ઉપસ્તી,
> કૌરવ છે પાચમે કોઠે, રણ હાત ડસીને હોઠે
> શણશણતા શર બહુ છૂટે અને બાથા બહના ખૂટે.
> ગણગણતા ગાજે રે ગોળા, તડાતડ પડે ભૂપના ટોળા
> ભડાભડ ભોગળના ભડાકા, જડાજડ ખડગના જડાકા
> કૌરવ બાધ્યા રે બધ વાધી રાક મડાયો દ્વદ
> નાસે રથ, પડ્યા સારથિ, કોના મરણ પામ્યા મહારથી
> એમ ઘણાનો આવરફૂટો, સેના સર્વનો આયુસ ખૂટ્યો
> કોના પડ્યા ટોપ કવચ કોના મસ્તક છેદાયા કચ
> કોને ભાલા વાગ્યા ભચ, કોના નાક કપાયા ટચ"
>
> (કડવુ ૪૭ મુ)

પછીના ૪૮-૪૯ કડવામા એ ત્રણે રસ એકમેકમા વણાયેલા ખીલે છે. 'રણયજ્ઞ'-ના ૨૧મા કડવામા રાવણ યુદ્ધભૂમિ ઉપર સજ્જ થઈને આવે છે તે વખતે આ ત્રણે રસોનુ વાતાવરણ ખડુ કરવામા આવે છે. ૨૨મા કડવામા એની માત્રા ખૂબ ચડે છે :

> "શ્રીરામ બલધામ સગ્રામે સોહ્યા, પાડી રીસ મહાવીર કપિવીર રોષ્યા.
> ભુજદંડ પરચંડ દ્રુમદંડ ભેદેતા, અસ્રધાર અપાર બહુ માર સેહેતા.
> મહાશૂર બલપૂર ચકચૂર થાયે, મૂછાળા પૂછાળા ઉછાળા જ ખાયે.
> વઢે મલ્લ, કોશલ્ય સુમલ્લ ભેદે, પાડી ચીસ કરી રીસ કોશીશ છેદે.
> લથબથ્ય ઉન્મત્ત સમરથ શૂરા, પાડે ઘાય છેદાય કો થાય પૂરા
> અસ્થિ ચૂરે વલૂરે ઝૂડે નાદ કરતા, ભર્યા શ્વાસ ચોપાસ ત્રાસે ફેર ફરતા
> ઝગે ધાર તરવાર, મુખે માર ભાખે, રાખી મામ સગ્રામમા નામ રાખે.
> બચરડે વતરડે ક્રોધે દંત કરડે, મચરડે ઘસરડે, કોઈ આખ તરડે.
> રૂઢમુંડ કર દંડ મહામૂઢ પડિયા, રાક્ષસજૂથ આવે અતિ રીસ ચડિયા.
> નાસાકર્ણ કરચરણ બહુ ઘર્ણ ઢળિયા વાઢ્યા શરીર રુધિર જાણે નીર મળિયા.
> હકારે વકારે કોઈ ત્યા ખોખારે, પોકારે હોકાર મારે ખડગ-ધારે.
> પગે ઝીક, પડે ઢીક, હૈયે હીક આવે, આણે અંત બળવંત ગ્રહી દંત ચાવે
> યત્ર તત્ર સર્વત્ર બહુ છત્ર પડિયા, પાખર બખ્તર કવચ કડકડિયા.
> પડ્યા મુગટ, સુભટ દેવે વટ જાયે, બલપૂર મહાશૂર ચકચૂર થાયે.
> કોઈ સટકે અટકે લટકે પુકાર, હટકે પટકે કો ઝટકે જ મારે.
> પડે હળ મૂસળ ભોગળ ભારે, મુદગળ તોમર શિર પર મારે.
> છૂટે બાણ લે પ્રાણ ચરણ આગે કસિયા, દેતાકાળ વિકરાળ, રુદ્રકાળ ધસિયા
> પડે ધ્વજ હય ગજ એક જ ઘાય, ભ બાણ બૂ બાણ લ બાણ જાય.
> રોષે વેષ લંકેશ સર્વેશ સાહામો, મહાલોધ વિરોધથી ક્રોધ પામ્યો.
> દશમુખ ધનુખ દુ ખદાઈ તાણે, સેના વાનરી જાજરી કીધી બાણે."

૨૩મા કડવામા રૌદ્ર અને ભયાનકની વાનગી મળે છે

બીભત્સ

યુદ્ધોના અંતમા રણભૂમિની ઘૃણોત્પાદક ચિત્રણા બીભત્સરસનો અનુભવ કરાવે. પ્રેમાનંદમા આવા પ્રસગ વિરલ છે. એક ઠેકાણે એ કુંભકર્ણના પેટનું વર્ણન કરે છે ત્યા આ રસની પ્રતીતિ થઈ જાય છે :

> " દુર્ગંધ વાસના મોહોટું પેટ, શેવાલભર્યો શું સાગર બેટ !
> દૂખ જાળ આતરડાં તણી, વીંટાય વાનરને પાયે ઘણી
> બીજા કપિને ગળતો જાય ઉદરમાં ભીડ ઘણેરી થાય
> ટાળવા કપિવરનું દૂખ, નખે હનુમાને ફાડી કૂખ
> ઉદર માંહે અજવાળું થયું નદીએ શોણિત અદ્દકું વહ્યું
> જ્યમ મોહોટા ઘરને બારી છજું, ત્યમ કૂખે પાપીને છિદ્ર જ થયું "
> (કડવું ૧૫ મું)

**અદ્ભુત**

સામાન્ય રીતે માનવકલ્પનામાં ન આવે તેવા લોકોત્તર પ્રસંગોના ચિત્રણમાં અદ્ભુત રસ મૂર્ત થાય છે "કુંવરબાઈનું મામેરું" એ તો આખું જ કાવ્ય અદ્ભુત રસનું છે આદિમાં નરસૈંયાને શિવજીની કૃપાથી થયેલું રાસદર્શન, મધ્યમાં નરસૈંયાને નાહવા માટે મૂકેલા ગરમાગરમ પાણીને મેઘે શીતળ કર્યું એ, અને મોસાળું પૂરવા વડસાસુના લખાવ્યા મુજબની બધી જ સામગ્રી લઈ ભગવાનનું દામોદરદોશીરૂપે લક્ષ્મીસહિત આવવું, અને અંતે નણદીની નાનબાઈ માટે આકાશમાંથી કાપડાનું પડવું, આ અદ્ભુતના પ્રસંગ છે વચ્ચે યથાવકાશ કરુણ અને હાસ્યની છાંટ નાખવામાં આવી છે નરસૈંયાના જીવનના બીજા પુત્રનો વિવાહ, હૂંડી અને શ્રાદ્ધને લગતા પ્રેમાનંદના કાવ્યોમાં પણ પ્રાધાન્ય અદ્ભુત રસનું છે એને અંગી રાખી અંગમાં બીજા સંગત રસોનું ચિત્રણ કવિએ પ્રસંગોપાત્ત સાધ્યું છે નળાખ્યાન'માં દૂબળા ઘોડા લઈ ઋતુપર્ણને રથમાં બાહુક અયોધ્યાથી વિદર્ભમાં લાવે છે એ પણ અદ્ભુત રસનો પ્રસંગ છે 'રણયજ્ઞ'માં ૨૫ મા કડવામાં આવતું ઇંદ્રરથનું વર્ણન પણ આ રસની વ્યક્તિ કરે છે, જેમ કે—

> 'રવિમંડળ વા ચંદ્રમંડળ, અગ્નિ વા વૈમાન રે,
> એવો રથ અવની ઊતર્યો લઈ રીઝયા શ્રીભગવાન રે "

'વામનકથા'માં વામન વિરાટસ્વરૂપે પ્રગટ થાય છે તે કડવું ૧૩ મું અદ્ભુતરસનું દ્યોતક છે

> 'વાધ્યા વામન વિશ્વરૂપે હરી દિશા જગદીશ રે,
> પાતાળે પગ જઈ પહોચ્યા, બ્રહ્માંડે ગયું શીશ રે
> કોટિ આદિત્ય શું થયા ઉદય, સભામાં પ્રગટ્યો તાપ રે
> ભક્તજનને તાપ ન લાગે હરિજન પુણ્ય પ્રતાપ રે
> ગાજ્યા ગોવિંદ શબ્દ અડગડ્યો, ખળભળ્યા સાતપાતાળ રે

ઊલટ્યો સાગર, મેરુ ચળિયો, સળક્યો વાસુકિ ગરવાળ રે.
આદિત્ય ઉડુગણ ઇંદુ ઢંકાયા, અજ ઈશાને પડી ફાળ રે,
દેવ દાનવ ને માનવ કાંપ્યા, ડગ્યા દશ દિગ્પાળ રે.
સ્થંભ કકડિયો ને મંડપ ચડિયો, ગડગડ્યા ગોવિંદરાય રે.
વિપરીત વહી સર્વે સરિતા, ગર્ભપાત અસુરીના થાય રે.
પાતાળ પૃથ્વી લીધા એક પદે, ક્રોધે લોચન રાતા ચોળ રે.
ઊર્ધ્વપદ ભરતા નખ વાગ્યો, તેણે ફાડ્યું બ્રહ્માંડનું ગોળ રે.”

પ્રેમાનંદે આ આઠ રસોમા પોતાની શક્તિ દાખવી છે અને ગુજરાતી ગ્રામજનતા અને સામાન્ય નાગરિકો પચાવી શકે એ રીતે ચિત્રણા સાધી છે. એનાં કાવ્યોમા 'શાંત' રસ ખાસ જોવામા નથી આવતો. ભક્તિ અને વાત્સલ્યને રસકોટિમાં મૂકવા ચાહિયે તો 'મોટા દશમસ્કંધ'મા આપણને એ બેઉ રસના પ્રસંગ જોવા મળે એમ છે. ગોપાંગનાઓની કૃષ્ણભક્તિ અને દેવકી તથા જશોદાનું વત્સલ હૃદય યથાપ્રસંગ મૂર્ત કરવામા પ્રેમાનંદ ચૂક્યો નથી.

## ગુણ દોષ અને અલંકાર

ગુજરાતી ખેડાતી આવતી ભાષા હતી એટલે સંસ્કૃત કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ ગુણ–દોષોની મીમાંસા આમણે સાધી ન શકિયે. છતા પ્રેમાનંદની વાણીમાં 'પ્રસાદ' ગુણ સર્વત્ર રહ્યો છે. અર્થવ્યક્તિ તો પ્રેમાનંદનાં કાવ્યોમા એટલી સ્પષ્ટ છે કે એક પણ પ્રસંગ શ્રોતાઓને દુરૂહ બનતો નથી. આપણે માધુર્ય અલગ કદાચ ન અનુભવિયે, પરંતુ એ પ્રસાદમાં જ સમાઈ જઈ અનુભવવામા આવે છે. અને આપણે ઉપર વીરાદિ રસોની ચિત્રણામાં જોયું તેમ, ભલે સમાસબહુલ નહિ, પરંતુ કડક વર્ણોચ્ચારવાળા શબ્દોથી એણે 'ઓજસ'ને પણ પોતાની કવિતામાં વણી લીધો છે. ગુજરાતી કવિતામા દોષનો પણ જો વિચાર કરવો હોય તો એ પણ પ્રેમાનંદમાં 'ઔચિત્યની દૃષ્ટિએ વિચારતાં' ભાગ્યે જ જોવા મળશે. માનવ-સ્વભાવનું એનું નિરૂપણ પ્રેમાનંદની માનવ-સ્વભાવના ઊંડા અભ્યાસની સિદ્ધિનું દ્યોતક છે. આ વિષયમાં જરા વિશદતાથી યથાસ્થાન આપવામાં આવશે. એ પૂર્વે શબ્દચિત્રો અને અર્થચિત્રો—શબ્દાલંકાર અને અર્થાલંકારો પણ યથાસ્થાન આપવામાં પ્રેમાનંદ કેટલો સભાન રહ્યો છે એ અહીં વિચારી લઈયે.

શબ્દાલંકાર—એમ તો ગુજરાતી કવિઓએ અંત્યાનુપ્રાસવાળી પદ્ધતિનો સમાદર કર્યો હોઇ ચોપાઇ-જેકરી-ચરણાકુળ જેવા ઢાળના ચરણોમા પ્રત્યેક બે ચરણની જોડને એક અંત્યાનુપ્રાસમા સેવાનો પ્રઘાત હતો :

"દેખી ચાવ તે ચતુર નરની, માયા લાગી રાજકુવરની;
કાઈ મોઘેરી તે થાતી, મુખકલા કરે મદમાતી"
(મદાલસા, કડવું ૧૯ મુ)

આમા આગળ વધીને બેથી વધુ એવી ચરણોના અંત્યાનુપ્રાસથી કવિતાને વેગ આપવાનો પ્રયત્ન પણ થનો; જેમકે

"ત્યારે પરો કર્યો ઘુંઘટ્ટ, બોલ પાય ધરું સુગટ્ટ,
પાયરું હું પામરીનો પટ્ટ, વદી વાણી આણી ઊલટ્ટ.
એ મિથ્યા શી કરવી ચટ્ટ, સધુ પ્રીછુ નથી હું જટ્ટ.
પાપી હરી લાવ્યો છે તુજને, તે તો ઘણું દાઝે છે મુજને.
વહાલી તુજ કાજે ધરું વટ્ટ, વેરીનું શિર કાપીશ સટ્ટ.
ટાળો દેહ તણી ખટપટ્ટ, ઊઠી નારી આણી ઊલટ્ટ
મસ મેળવવાનો કોડ, વાહાલી હુ છે મારી જોડ"
(એજન, કડવુ એ જ)

એવુ એક બીજુ ઉદાહરણ.

"ઋતુધ્વજ તે બોલ્યો વાણી, આખડિયે ભરીને પાણી;
ઘેર આવુ શુ સુખ જાણી, હાય મોઈ મદાલસા રાણી
કુંડેશે શી સગાઇ વખાણી, આવી અમળાને આપણે આણી.
જો દઢ હોય પુરુષ પુરાણી, તોયે ન મળે મદાલસા રાણી
તેહેનું સુખ જુવે જે પ્રાણી, કેમ વિખાણુ મમ ધણિયાણી ?
માયા કેમ જાયે ભુલાણી ? પીલાય છે દુ:ખની ઘાણી."
(એજન, કડવુ ૨૭ મુ)

ટૂંકડા પદોની 'નળાખ્યાન'ની એક દેશીમાના કાફીરાગના કડવા ૫૯ના અંત્યાનુપ્રાસ આવા છતા ખૂબ ગમી જાય તેવા છે:

"અમને દેહેનુ ઘટે, બાધી અંતરપટે,
આવું કેમ પ્રગટે, પરપુરુષ-નિકટે ?
બેસોજી બાજટે, બોલોજી ઊલટે;
ન પૂછું કપટે, બોલવું નિર્મળ ઘટે.
પુરુષ છેતર્યો હઠે, ચાવે પાનની ચટે.
ટીરે નારીને નટે, લાજે તહીં રાજવટે" વગેરે

એટલું ખરું કે શબ્દાલંકારો આપવામા એણે કૃત્રિમતાને પેસવા દીધી નથી

અને તેથી વિભિન્ન પ્રકારના અનુપ્રાસ, યમક, શ્લેષ, વક્રોક્તિ વગેરેની ખાસ ઝંઝટમાં એ પડ્યો નથી. 'શણગાર સજતી સુંદરી તે શોભતી થીકાર' (નળા. ૨૫-૨), 'વૈદર્ભી વનમા વલવલે' (નળા. ૩૭-૧), 'સ્વામી કહે સાંસતા થઇયે, શ્યામા એસ થઈને સ્વસ્થ' (નળા. ૩૨-૧૦), 'નળ જળ નયણે ભરે ને કરે વિવિધ વિલાપ', વળી

"વૈદર્ભી વામા રક રામા એકલડી વનમધ્ય,
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાની ટળી અવશ્ય.
નદી મળે ફરી કોકિલાસ્વરી, શો ઊપન્યો વિખવાદ ?
'મનગમયંતી બોલ દમયંતી' નળે માર્યો સાદ.
વિશ્વમોહિની સુષ્ટિદોહિની, સુદરી સુજાણ,
વિરહિણીવલ્લભ દર્શનદુર્લભ, બોલ પિયુના પ્રાણ."

(નળા. ૩૮ મુ કડવુ આખુ આ પ્રકારનું)

આમા શરૂના ૩ ઉદાહરણોમા વૃત્યનુપ્રાસ, 'નળ જળ નયણે'-વાળી પક્તિમાં છેકાનુપ્રાસ, અને 'વૈદર્ભી વામા' વાળી છ પંક્તિઓમા ચરણના ટુકડામા અન્ત્યાનુપ્રાસ વગેરે એના સ્વાભાવિક સ્વરૂપમા આવ્યા છે; કવિએ કાંઈ પણ પ્રયાસ કર્યા વિના રચના વહેતી મૂકી છે.

**સાંકળીકાવ્ય**—ગુજરાતમા જૂના ફાગુકાવ્યોમા એકી ચરણના છેલ્લા શબ્દને એ પછીના ચરણના પહેલા શબ્દ સાથે આતરપ્રાસ લેવામા આવતો. આ પદ્ધતિને પ્રેમાનંદે પણ પ્રયોગ કર્યો છે. નમૂના તરીકે 'ઓખાહરણ'માં :

"મારા સ્વામી ચતુરસુજાણ બાણાદળ આવે રે,
દીસે સેન્યા ચારે પાસે, થાશે શુ હવે રે ?"

(૧૮ મું કડવું આખું)

**અર્થાલંકાર**—અર્થના અલકાર પણ બાહ્ય વસ્તુ છે. ગુજરાતી આખ્યાનકારોમાં સામાન્ય રીતે અર્થાલકારો આપનારા પણ થોડા છે સામાન્ય મામૂલી રૂપમાથી સામાન્ય આખ્યાનકાર બહુ આગળ જતો નહોતો. પ્રેમાનંદમા આ વસ્તુ એના સ્વાભાવિક સ્વરૂપમા પણ ઠીક ઠીક વિવિધતા સાથે છે.

અહી એની પહેલી આખ્યાનકૃતિ 'ઓખાહરણ'માથી જ જોઇયે. ઓખાના માળિયામા રહેલા અનિરુદ્ધને બાણની સેના ઘેરી વળી છે તે પ્રસગે કવિ અનિરુદ્ધનું વર્ણન કરે છે એ જુઓ :

'દળવાદળ સેન્યા ઊલટી મધ્યે લીધો અનિરુદ્ધ;
વીર વીંટયો વેરીએ, જેમ મક્ષિકાએ મધ.

×          ×          ×

અનગ અર્ભક ઢાંકિયો, શોભતો જેમ ઇન્દ્ર
લઘુ કુંજરની સૂંઢ સરખા શોભીતા બે ભુજ,
ચરાસન સરખી ભ્રકુટિ, નેત્ર બે અબુજ
તૃણમાત્ર ત્રેવડતો નથી બાણના જે બાહુ
અસુર અનિરુદ્ધ શોભતા જેમ ચદ્રમા ને રાહુ
પાપીએ જોયું વક્રદષ્ટિ, કીધા તીવ્ર તાણી ચક્ષ
વપુશોભા વૃક્ષ તણી, જાણે અરણીનું વૃક્ષ
અનિરુદ્ધ કહે : × × × × ×
શું વપુ બાણનું બાંડ છે, માહે વસે સર્પનો સાપ !
કે પેટમાથી પૂર્વજો પિંડ લેવા કહે હાથ !
મણ્ઠના કે લાખના એગે ચોટાડ્યા કર,
અથવા કોઈ પક્ષી દીસે છે, મરવા પાંખયાં પર !

(કડવું ૨૦ મુ)

આમાની શરૂઆતની આ ૮ લીટીઓમા તે તે કડીમા ઉપમા અલકાર કવિ નિરૂપે છે મધપૂડાને જેમ મધમાખીઓ વીંટળાઈ જાય તેમ અનિરુદ્ધને ચતુસૈનિકોએ ઘેરી લીધો આમા કવિ મધપૂડાની વિશાળતા અનિરુદ્ધમા લક્ષિત કરે છે ૩ જી કડીમા નાના હાથીની સૂઢ અને ધનુષની અનુક્રમે અનિરુદ્ધના હાથ અને ભવા સાથે સરખામણી કરી નેત્ર તો અબુજ જ છે એમ કહે છે અહીં 'જેમ' પૂર્ણની ઉપમાઓથી અપેક્ષિત હોઈ એ વાચકલુપ્તાનો જ પ્રકાર ગણાય ૪ થી કડીમા અનિરુદ્ધના દેહને અદર અગ્નિ ભરેલી અરણી સાથે સરખાવવા જતા શુદ્ધ ઉત્પ્રેક્ષા નર્તન કરે છે એ પછીની કડીમા નિશ્ચયગર્ભ સદેહ અલકાર છે કે જ્યા બાણના દેહને સર્પોના દર તરીકે હોવાનો સદેહ કરવામા આવ્યો છે, પરતુ ઉત્તરાર્ધમા એ જ નિશ્ચયાત સદેહ અલકાર થઈ રહે છે છેલ્લી કડીમા આકસ્મિક રીતે અલકાર માલૂમ પડે અને સદેહ અલકાર છે એમ લાગે પણ સદેહ અલકાર સ્પષ્ટ થવા માટે વિષયી વિષય દેખાતા નથી !

'અભિમન્યુ આખ્યાન'મા પણ—

અહિલોચન બાળકને લેવા આવે છે ત્યારે—

' હિંડતા પગને પેદા સ્રોને ધા ધમધમ થાયે
દીઠા દેશ ગિરિ તરુવર તે કેને ઊડી જાય'

સ્તભોનું રૂપક આપી વચ્ચે ઊભેલી દમયંતીને કનકની વેલનું રૂપક આપવામાં આવ્યું છે, પછી અવયવરૂપી ફૂલોથી ખીલેલી દમયંતી-રૂપી કનક-વેલની સંભાવના કરવાથી ત્યાં રૂપકમૂલા ઉત્પ્રેક્ષા રજૂ થાય છે. 'સામસામા રહ્યા સોહે વ્યોમ ભોમ બે સોમ' એમ કહી અતિશયોક્તિમૂલક ઉત્પ્રેક્ષા 'જાણે ઉડગણ ભોમ'થી મૂર્ત કરે છે. 'હવે અમીનિધિ-કિરણ પ્રગટ્યાં' વગેરેથી રૂપકાતિશયોક્તિ રજૂ કરે છે, તે જ રૂપકાતિશયોક્તિ અતિશયતાને લીધે 'શું એથી પ્રકટ્યો આકાશ'માં નિશ્ચયાત સંદેહમાં પરિણમે છે. પાંચમી કડીમાં શેષનાગ ચંદનના વૃક્ષ ઉપર સુગંધ લેવા ચડ્યો એ જાતની ઉત્પ્રેક્ષાથી દમયંતીના દેહમાં રહેલી વેણી વિશે કવિ કહેવા માગે છે. વેણી અહીં સ્પષ્ટ કહી નથી પછીના બે ચરણમાં આંખોને મૃગ અને મીનનું ચાપલ્ય અર્પી ગાલ ઉપર પડતા શેરડાની ખંજન-રૂપે સંભાવના કરે છે, જેથી એ ઉત્પ્રેક્ષા બની રહે છે; પણ પછી 'સોઈ થઈ નીમરિયાં'માં આંખની અણીઓને સોઈ થવાનું જે સૂચન છે તે વાચક-ધર્મલુપ્તા ઉપમા બની રહે છે પછીની છયે પંક્તિઓમાં વર્ણનાત્મક ઉત્પ્રેક્ષા વ્યક્ત થાય છે.

પછી 'અધર-રસ પર શ્વેતબિંદુ' વગેરે છયે પંક્તિઓ ઉત્પ્રેક્ષારૂપકગર્ભ ભ્રાંતિમાન અલંકાર વ્યક્ત કરે છે. આમાંની છેલ્લી બે લીટીઓમાં કવિ અલંકારોને જતા કરી કાવ્યરસની તૃપ્તિનો અનુભવ કરે છે બાકીની પાંચે લીટીઓમાં કોઈ અલંકાર નથી; માત્ર છેલ્લી 'ભુજ-અંભુજ'-વાળી પંક્તિ સામાન્ય રૂપક આપે છે.

સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં રૂપક કાવ્યો અને નાટકોની રચના થઈ છે, અપભ્રંશમાં થઈ છે પ્રેમાનંદે જીવને વણજારાનું રૂપક આપી 'વિવેક-વણજારો' નાનું પણ લાક્ષણિક ખંડકાવ્ય રચ્યું છે. એમાં જીવને કાયામાં પ્રવેશ કર્યા પછી સંસારના જે અનેક બંધન થાય છે—એમાં જેના જેના સંપર્કમાં એ આવે છે તે બધાંમાં સજીવતા આરોપી એક આખું ચિત્ર ખડું કર્યું છે. અંતે "શ્રીહરિ-હીરો હાથે ચડ્યો, થયું ઘરમાં ઝાકઝમાળ" અને એ રીતે જીવને ભવનો ફેરો ટળી જાય છે અને "થયો શુદ્ધ તે આત્મારામ" આમ કાવ્ય પૂર્ણ થાય છે.

પ્રેમાનંદનો 'સ્વભાવોક્તિ' ઉપરનો કાબૂ તો ખૂબ જ આનંદ આપે એવો છે. પ્રથમ નમૂના તરીકે અહીં 'હૂંડી'માં આવતું શામળશા શેઠનું વર્ણન જ લઈએ

"જેને વેદ પુરાણે વખાણિયો રે, મારો વાહાલોજી થયો છે વાણિયો રે.
એના આગમની મત છે ઊંવટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વાહાનો ગોમતીજીના ઘાટમાં રે મળ્યો તીરથવાસીને વાટમાં રે.
લેશ પૂરો આપ્યો માહારે વાહાલે રે, નાથ ચોટાની ચાલે ચાલે રે.

છે અવળા આંટાની પાઘડી રે, વાઘાબાજીને કેમ બાંધતાં આવડી રે?
દીસે વાણિયો ઝીને વાને રે, એક લેખણ ખોસી છે કાને રે.
હસતાં ખાડાં પડે બહુ ગાલ રે, મોટું કપાળ જાણિયે વેતાલ રે.
અધર બેઉ જાણે પરવાળી રે, મોટી આંખ દીસે અણિયાળી રે.
બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા દીવાની શળકે રે.
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કસતા રે.
શ્રીકંઠ વણિકની તોલે રે, નાથ ઉતાવળું બોલ્યું બોલે રે.
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટિયાનો કંદોરો રે.
ઝળકે ધનરેખા હાથેલીઆ રે, આંગળીએ વીંટી ને વેઢિયા રે.
સાહી એકલાઈ પેહેરી દગલી રે, એને શીવનારો કોણ દરજી રે?
છે ટુંકડા બાંધન બેવડા રે, ગુણ કલાથી શીખ્યા પ્રભુ એવડા રે?
કરે આડે હાથે લટકો રે, સાહી દોનીનો કેડે પટકો રે.
પટકે લટકે ફૂમતડા જ્યોત રે, કેડે ખોસી પીતળની દોત રે.
કિયાં કિયાં તે કૌતુક ભાળિયે રે? હાલી ગાઠ વાળી બેચાર ફાળિયે રે
એક ઓઢી પિછોડી ખાંધે રે, નાથ ફુદાવો ને મોટી ફાંદે રે.
વસ્ત્ર પેહેર્યાં તે પાંચ સોળ રે, પાએ પેહેર્યા તે સાદાં મોજ રે.
કાંઇ વાગો બિરાજે કેશ રે, બન્યા મોટા પારેખ પરમેશ્વર રે.
મારો નાપજી નીચે ખામણે રે, ભટ પ્રેમાનંદ જાય તેહેને ભામણે રે

(કડવું ૯ કું)

આ બાત્રીસ પંક્તિઓમા નાણાવટી શેઠનું ગુજરાતી ચિત્ર ખડું કરી દેવાનો કવિનો પ્રયત્ન છે. બેઠી દડી, ભીનો વાન, શરીરના જુદાં જુદાં અંગો ઉપરનો શણુગાર આપણને ગુજરાતના જૂની પેઢીના કોઇપણ નગરશેઠનું સ્મરણ કરાવે છે. હજી પણ જૂની રૂઢિવાળા ગામોમા લગ્નાદિ પ્રસંગે વરરાજાના આવા પ્રકારના શણુગાર કરવામાં આવે છે. સૌરાષ્ટ્રનાં દરિયાકાઠાનાં શહેરોમા વાણિયાઓનાં લગ્નના વરઘોડા-ઓમાં આવાં ચિત્ર આપણને જોવા મળે પણ છે.

'મામેરુ'માં દામોદર દોશીનું વર્ણન છે, પણ ખૂબ જ ટૂંકું છે; જાણે કે 'હૂંડી'-માં ચિત્ર આપી દીધું હોય માટે આ લાઘવ કર્યું હોય. ટૂંકમાં પણ, ત્યાં લક્ષ્મી શેઠાણીનું સ્વભાવચિત્રણ રોચક છે :

"પ્રભુ પૂછે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે.
ઉતર્યા નાગરીનાં અભિમાન રે, જાણે ઊગ્યા શશિયર ભાણ રે.

ભલું ભાલ, ભમર રૂડી રાજે રે, રત્નજડિત રાખડી છાજે રે.
વિશાળ લોચન ચચળ ચાલે રે, કે શું ખંજન પરિયાં ગાલે રે!
છે અધરબિંબ પરવાળી રે, ઉપર ઝળકે વેસર વાળી રે.
બાજુબધ ગજીબંધ માળ રે, નવસાર હાર તે ચાકઝમાળ રે.
કટિ ઘમકે ક્ષુદ્રઘટાળી રે, પહેરણ પંચવર્ણી સાડી રે
ઝમકે ઝાંઝર ઉજ્જવલ પાગે રે, વીંછુવા અણુવટ બહુ વાગે રે.
જડાવ ચૂડો કાણુ ખળકાવે રે,—માયા મેહેતી-રૂપે આવે રે."

(કડવુ ૧૩ મુ)

આમા પહેલી ૨ કડીમા ઉત્પ્રેક્ષા પણ સાથોસાથ લીધી છે; બાકીની સ્વભાવોક્તિ છે. એવી અલકારોથી મિશ્ર સ્વભાવોક્તિ દ્વારકા તરફ ઊપડેલા સુદામાના ચિત્રણમાં ટૂંકાણુમા જોવા મળે છે :

'ભાલ તિલક ને માળા કંઠે, મુખે રામ ભણતો જાય.
મૂછ કૂછનું જાણુ વાંધ્યુ, કરૂપી દીસે કાય.
પવન જટા માહેથી ભસ્મ ઉડાડી ધૂમ્ર કોટાનકોટ.
થાય ફટક ફાટા ખાસડા, ઊડે ધૂળના ગોટેગોટ.
ઉપાન-રેણુએ અભ્ર છાયો, શું સૈન્ય મોહોટું જાય!
જે પથી મારગમા મળે તે જોઈ વિસ્મે થાય.
તેલ અગે સ્વપ્ને નહી, છે લૂખુ કુબિનુ ગાત્ર
એક હાથે ગ્રહી જ્યેષ્ટિકા, ને બીજે તુંબી-પાત્ર.
કૌપીન-છારણુ વસ્ત્રનું, વનફલ કીધું પરિધાન.
બાયેમ-ભાણુ ઉદે થયો, કરશે શ્રીકૃષ્ણ આપસમાન"

(કડવું ૫ મું)

અત્યુક્તિ અને ઉત્પ્રેક્ષાથી શોભતા આ ચિત્રણ પછી ૬ઠ્ઠા કડવામા આપવામાં આવેલુ દ્વારકાપુરીનું લાક્ષણિક વર્ણન પણ કવિની આલકારિક વર્ણનશક્તિને શોભાવે એવું છે.

"દશમસ્કંધ" તો એક મધુર કૃતિ છે. એમાં યથાસ્થાને અર્થાલંકારો પણ દીપે છે. અક્રૂર રામકૃષ્ણને લઇને મથુરા જાય છે ત્યા એક સુંદર 'અર્થાંતરન્યાસ' આવી જાય છે :

"અક્રૂરને ચિંતા થઈ મનમાં, બાળકની શી પેરછ?
એમ કુશળ હોએ પોપટને, પડ્યા પારધી-ઘેરછ?"

(કડવું ૧૧૩ મું)

અને જ્યારે કૃષ્ણ ગોપાલોની સાથે મથુરામાં પ્રવેશ કરે છે ત્યારનું નાનું પણ એક સ્વભાવચિત્રણ સ્વભાવોક્તિનો એક સારો નમૂનો પૂરો પાડે છે:

"બાળક સહુ લટકતા ચાલે, ઓઢી લોબરી લટકે,
કાળી કાંબળ, ધાબળ ધોળી, ચૂંદડી રગ ચટકે. મથુરા૦
કેસરરસ-ખોળ્યાં ખોળિયાં, ખોસ્યાં અશોક-આંબા-પાન;
ગુંજા પ્રવાળાં તુલસી ટોડર, હ્રદે પરમ નિધાન. મથુરા૦
કાછ કછ્યા છે પંચવર્ણા, કણ્ઠે ઘૂઘરમાળ.
લટકાવે લાકડી કંદુક ગેડી, ચાલે ચમકતા ગોવાળ. મથુરા૦
ઉડગણમાં જેમ ઇંદુ બિરાજે તેહવી મંડળી શોભી.
મથુરાની પોળે પેસતાં મળ્યો મામાનો ધોબી." મથુરા૦"

(કડવું ૧૧૬ મું)

આ છેલ્લી કડીમાં ઉપમા આપી પ્રસંગને રોચક બનાવી લીધો છે.

કુબ્જાના વર્ણનમાં પણ—

"જેહવે જાય છે અંતરજામી રે, મળી કુબ્જા પ્રભુને સામી રે,
ઘણું વૃદ્ધ વપુ થયું જીર્ણ રે, સમે માન થયાં વર્ણ પૂર્ણ રે.
કર લાકડી ન શકે હીંડી રે, વળી પાંપેણ ભ્રમર થઈ ભીડી રે.
મસ્તક શ્યામ કેશ નહિ એક રે, બેવડ વળી ચાલી છેક રે.
રાંટાં ચરણ છે લૂલા હસ્ત રે, રુધિર માંસ વિના ત્વચા ગ્રસ્ત રે.
સામળિયે સમસ્યા કીધી રે, ગોવાળે કુબ્જા વીંટી લીધી રે.
કરે કૌતુક લાકડી ઝાલે રે, ગોવાળા ખોડા થઇ થઈ ચાલે રે.
હસે બાળક દેઈ દેઈ તાળી રે, બ્રહ્માએ નિરમી ને હીંડી વાળી રે.
મોહોરો લાભ દર્શન થયું આંહાયું રે, એ રત્ન ગોકુળમાં કાંહાંયું રે?"

(કડવું ૧૧૭ મું)

સ્વભાવોક્તિમાં છેલ્લે વ્યાજસ્તુતિ પણ 'કુબ્જા'ને 'રત્ન' કહીને સાધી લેવામાં આવી છે. એ પછી કુબ્જાનું શરીર સીધું થઈ જતાં નવયૌવના બની એ પ્રસંગનું કુબ્જાના જૂના અને નવા દેહ વચ્ચેની સરખામણી બતાવનારું વર્ણન પણ સ્વભાવોક્તિ જ સ્પષ્ટ આપી જાય છે.

આ પછી કુવલયાપીડ હાથીના વર્ણનમાં 'શું ચડયું ઘનવાદળ' એવી ઉત્પ્રેક્ષાથી હાથીને મૂર્ત કરી સ્વભાવોક્તિનો એક નાનો નમૂનો આપ્યો છે (કડવું ૧૧૯). ૧૨૦ મા કડવામાં કૃષ્ણ અને કુવલયાપીડના યુદ્ધમાં :

"શુંડાદંડ ઊંચો કરીને મુખે પાડે રીર,
જેમ ધૂમે ચોમાસે વાદળું ભરી સાગર-નીર,
કે અંધારો પર્વત ઉતપત્યો, અડગ્યો લંકા કોટ,
કે યોગ મંડળ રાહુનું વા મૂકી ઐરાવત દોટ."

આ ઉપમા અને ઉત્પ્રેક્ષાનો સંકર બતાવ્યો છે

અહીં ન સૂચવાયેલા એના બીજાં કાવ્યોમાં પણ પ્રસંગને અનુરૂપ એવા અર્થાલંકારના ચિત્રણ કવિ આયાસ વિના જ સાધી લે છે.

**પ્રેમાનંદનું સ્વભાવ-ચિત્રણ**

પ્રેમાનંદ બીજા આખ્યાનકારોથી અનેક રીતે જુદો પડે છે એમાં એનું માનવ-સ્વભાવનું દર્શન મુખ્ય કહી શકાય એવું છે. એ પોતાના સમયના સમાજનો પણ સારો પરિચય ધરાવતો હતો અને જ્યારે પણ એને પ્રસંગ મળ્યો છે ત્યારે પોતાની કવિતામાં એ મૂર્ત કરવાનું એ ચૂકયો નથી એની કવિતામાંથી આપણને સામાજિક રીતરિવાજો-રૂઢિઓ-માન્યતા એ બધાનો પણ ખ્યાલ આવે છે. અહીં આપણે એવા કેટલાક ચિત્રણ જોઈએ

ઓખા પાસેથી ચિત્રલેખા વરની ખોજ માટે દ્વારકા તરફ જવા તૈયાર થાય છે ત્યારે ચિત્રલેખાની સભાવના કરતી એને વચનો કહે છે જેમાં સ્ત્રીના હૃદયનો પરિચય થાય છે સાહેલીઓ એકબીજાના દુ:ખસુખની સાક્ષી થઈને રહે છે એ હકીકતનું આમાં ખ્યાપન છે

"સહિયરને સહિયર હોય વાહાલી, બાઈ, તે મુને હાથે ઝાલી
આપણે બે જણ બાળસંઘાતી, પ્રાણદાતા છું, રે વિધાત્રી.
માતાપિતા વેરી છે માહારા, મેં તો ચરણ સેવ્યા છે તાહારા"
(કડવું ૧૧ મું)

એ પછી તરત જ ઓખાનો સ્ત્રીસ્વભાવ મૂર્ત થાય છે :

"ઓખા કહે છે જે રેહેજે રૂડે આચરણે, રખે અનિરુદ્ધને તું પરણે."

અહી આ વાક્યમાં સ્ત્રીસુલભ આશંકા-સ્વભાવ વ્યક્ત કરે છે અને પ્રિયતમ કોઈપણ પ્રકારની આપત્તિમાં ન આવી પડે એની ચિંતા પણ આર્ય સ્ત્રીમાં કેવી હોવી જોઈએ એ પણ કવિએ ઓખાના હૃદયમાં મૂર્ત કર્યું છે. અનિરુદ્ધ માળિયા ઉપર ચડી આવેલા અસુર સૈન્યને ખાળવા તૈયાર થાય છે ત્યારે ઓખાના મુખમાંના શબ્દ :

"મારા કથજી એમ ના કીજે, બળિયા-શું વઢતાં બીહીજે
એ ઘણા ને તમો એક જાતે, સૈન્ય મોકલ્યું મારે તાતે.

દૈત્યને વાહન ને તમો પાળા, એ કઠણ ને તમે સુંવાળા.
દૈત્યને ટોપ કવચ બખતર, તમારે અંગે પીતાંબર.
દૈત્યને સાંગ ને બહુ ભાલા, નાથ, તમે છો ઠાલામાલા.
એ મદોન્મત્ત બહુ બળિયા, તમે સુકોમળ પાતળિયા.
સ્વામી, પછી અસુરને વેધો, પેહેલું મસ્તક માહારું છેદો.
દેહડી નિરખી નિરખીને મોહું, તમોને જુદ્ધ કરતાં કેમ જોઉં ?
ઈચ્છા અંતરની ગઈ શીદી, દૈત્યે માળિયું લીધું વીંટી.
પ્રભુ, પ્રાણ કંપે છે માહારા, મૂઆ દૈત્ય કરે છે હોકારા.''
(કડવું ૧૭ મું)

આગળ જતાં વળી—

"એ બળિયા સાથે બાથ, નાથ, કેમ ભીડો રે ?
હું તો કહું છું તમારી દાસી, નાશી છૂટો રે."
(કડવું ૧૮ મુ)

આમાં સ્ત્રીસુલભ ભીરુતા સ્પષ્ટ જોઈ શકાય છે. છતાં પ્રેમાનંદની પ્રતિભામાં આકાર લેતી સ્ત્રી તદ્દન ભીરુ પણ નથી, અને પ્રસંગે એનામા ચતુરાઈ તેમજ સમય-સૂચકતા પણ અછતી રહેતી નથી. 'મદાલસા-આખ્યાન'માં પાતાળકેતુ મદાલસા ઉપર મુગ્ધ થઈ હરણ કરી પોતાના આવાસમાં લાવી રાખે છે અને મનાવવા પ્રયત્ન કરે છે ત્યારે પરિસ્થિતિને પામી જઈ 'પરણ્યાનો પરપંચ' વિચારે છે ત્યાં સ્ત્રીસુલભ સમય-સૂચકતા કવિ બતાવે છે :

"મદાલસા એમ ઓચરે, મનમા કરીને વિચાર.
પરણ્યાનો પરપંચ કરું, જેમતેમ લગાડું વાર.
વચન ફળે પાર્વતી કેરું, તેણે આપ્યું છે વરદાન.
પાપીને મારનારો કો આવે બળવાન.
એવી રીતે મન વિચારી મુખ કર્યું આનંદ.
હસતી દીઠી મદાલસા તવ પડ્યો માયાફંદ.
વિનયયુક્ત તે ઓચરી : નહિ ઉતાવળનું કાજ;
કામિ કેડિ વિવાહ કરો, કહું—કર ઝાલીશ આજ.
કુટુંબ તેડો તમતણું, કોઈએ મુને નથી દીઠી.
ગીત ગાયે કામની, આપણે ચોળિયે પીઠી·
× × ×

મદાલસા કહે: સુખે જાઓ, વેગે પધારો સ્વામિન,
હું તમથી નથી વેગળી, હવે થઈ છું તમ આધીન."

(કડવું ૧૩ મું)

પ્રેમાનંદે યથાપ્રસંગ સ્ત્રીઓની કુતૂહલ-વૃત્તિ પણ બતાવી છે 'અભિમન્યુ-આખ્યાન'માં કૃષ્ણ સુભદ્રાને અહિલોચનવાળો પેટી આપે છે ત્યારે એ કુતૂહલવૃત્તિ આપણને પટરાણીઓમાં જોવા મળે છે. એ કુતૂહલ પોષવા મનપસંદ ભેટો પણ નણંદને આપી બેસે છે; પણ જ્યારે સુભદ્રાને પ્રેરણા આપી પેટી ખોલાવે છે અને એમાં મુડદું ભાળે છે ત્યાર પછી પોતપોતાની આપેલી ભેટો યુક્તિથી સુભદ્રા પાસેથી લઈ લે છે. આ પ્રસંગે સ્વાર્થી-વૃત્તિનો પણ આપણને પરિચય મળે છે:

"મુખ મરડીને તાણે સરકડા, કરવા લાગી ઠઠોળી;
સુભદ્રાને વીંટી વળી ભાળી, સોલ સહસ્રની ટોળી.
રુક્મિણી કહે: બાઇ, માહારે મંદિર ટબકલી છીંટ છે આછી,
તે તમને હું આપીશ, બાઇ, પટોળી આપોને પાછી.
જાંબુવતી કહે: બત્રીસ-લક્ષણો, બાઇ, તમારો વીર;
તે જાણે તો મુને ઠાર મારે, માટે આપો માહારું ચીર.
સાસતા રહી સત્યભામા બોલ્યાં, હાથ દઈને ગાલે,
આજ તો હારલાવેરાની પાછો, જોઇયે તો આવજો કાલે.
એક કહે: નહિ રાખે આપણું; નહિ અલૈયા ભિખારી.
હસ્તિનાપુરમાં કેમ જાશે અંગૂઠી પેહેરી માહારી?
એક કહે: એ અલૈયાને આપતાં આપણું હૈડું હીસે.
પાછું લઇયે છિયે એટલા માટે, જે પીહેરમાં વરણાગી દીસે
માન દેઇ ઉપમાન માંડયું જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું ભાભીએ લીધું તાણી.
ત્યારે બડબડતાં સુભદ્રા બોલ્યાં જે ઘણી હું માન-મોહોતી;
હવે સાલ્લા સોતી જવા દો, ભાભીઓ, ભાવના પોહોતી."

(કડવું ૧૫ મું)

સ્ત્રીસ્વભાવનો અભ્યાસી પ્રેમાનંદ 'મામેરા'માં નાગરાણીઓના ટીખળ, વડસાસુની કહેવાતી ઉદારતા અને નણંદબાના સ્વભાવમાં આપણને વધુ આકર્ષક નીવડે છે. સામાન્ય સ્ત્રીઓ કરતાં નાગરાણીઓમાં ટીખળ-વૃત્તિ વધારે હોય એવો તત્કાલીન અનુભવ આજે પણ સાવ ખોટો નથી એમ નાગરવાડામાં રહેનારને લાગ્યા વિના ન રહે:

"બહુ નાની મોટી નાર, મંડપમાં મળી;
કરે વાંકી છાની વાત, સાકરપે ગળી.
મેહેતાને કરે જેશ્રીકૃષ્ણ હસી પડુ જોતી.

× × ×

જોબન મદભરી નાર કરે બહુ ડંફોળી.

× × ×

કોઈ જોવા ઠાલી છાબ અબળા ઊઠે છે;
કોઈ વહુવારુ લજ્જાળ નણદી પૂઠે છે.
કો શીખવી બોલાવે બાળ, વારી રાખે છે.
કો વાંકાબોલી નાર વાંકું ભાખે છે :
'બાઈ, કુંવરવહુનો બાપ કરશે મામેરું;
હુ તો લછરા પટોળી ઓઢનાર, સાડી નહિ પેહેરું.
વૈષ્ણવને શી ખોટ? કંઠે માળા છે!
વેહેવારિયા દશવીશ ટોપીવાળા છે."

(કડવું ૧૧ મું)

મુત્સદ્દી-કુલની વડસાસુના ટીખળને હવે જુઓ :

"વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યાં મરમ-વચન : વહુજી,
'વડી વહુવર, તમે કાંઈ ન જાણો; મેહેતો વૈષ્ણવજન. વહુજી.
જેને સ્નેહ શામળિયા સાથે તેને શાની ખોટ? વહુજી.
પેહેરામણી મનગમતી માગો; કરો નાગરી-ગોઠ. વહુજી."

(કડવું ૬ ઠું)

અને પછી લક્ષાધિપતિને ત્યાં શોભે તેવી પહેરામણી લખાવી છેલ્લે :

"અમો ઘરડાંએ ધર્મ લખાવ્યું; ન ઘટે ઝાઝો લોભ—વહુજી.
એ લખ્યાથી અદકું કરો તો તમારા ઘરની લાજ."—વહુજી.

(કડવું ૬ ઠું)

પણ નણદલ તો આખાબોલી; એનો મરડાટ કેવો છે!

"તવ મુખ મરડી નણદી બોલી : 'સિદ્ધ થયાં સૌ કાજ—વહુજી.
ભારે મોટા બે પહાણ લખોને જે મેહેતાથી અપાય!'—વહુજી"

કુંવરબાઈ આ પ્રકૃતિને પામી જાય છે :

"ટાટ વાજ્યો રે, ડોશીએ ટાટ વાજ્યો રે. ટેક૦

વડસાસુ વેરણ થઈ મારી, હરખ હૈયાનો ટાળ્યો રે. રૂશીo
મીઠાવચની ને થોડાબોલી, હીંડે હરિગુણ ગાતી રે.
પરમાર્થી થઈ પત્ર લખાવ્યું, મનમાં મોટી કાતી.' રૂશીo"

(કડવું ૭મું)

—અને પિતાને "પિતાજી, તમો પાછા પધારો, અહીં રહે ઇજ્જત જાયે રે" એવી વિનતિ કરે છે.

વડસાસુની વક્રતાનો સાચો ખ્યાલ તો સાસુએ સોળ શણગાર આપી નમસ્કાર કર્યા ત્યારે—

"તુચ્છકાર કીધો ડોસીએ: 'હું પેહેરામણી પેહેરું નહીં;
વડી વહુવર આમળ થઈ ને હું ધરડી બેસી રહી."

(કડવું ૧૪મું)

ત્યાં આવે છે. આ પ્રેમાનંદની સમજનો નાગરસ્ત્રીસ્વભાવ.

ગમે તેટલું કરવામાં આવે પણ વાંકુ એ વાંકું જ એનો બીજો નમૂનો નણદીના લોકખ્યાત સ્વભાવમાં હોય એ 'મામેરા'ના અંતભાગમાં આ રીતે મૂર્ત થાય છે :

"પહેરામણી પરનાતી પામ્યાં, ઘરનાં માણસ ગયાં ભૂલીજી;
એક કકડો કાપડ નવ પામી પુત્રી મારી ફૂલફૂલીજી."

(કડવું ૧૬મું)

.બાજી નમાઇ દીકરીનું કરુણચિત્રણ 'મામેરા'ની કુંવરબાઇ જેવું બીજે ભાગ્યેજ મળશે.

પ્રેમાનંદનો માનવસ્વભાવનો અભ્યાસ કેટલો સચોટ છે એ આપણને 'સુદામા-ચરિત્ર'માં પણ મળે છે. સુદામાની સ્ત્રી–ગરીબ બ્રાહ્મણી દરિદ્ર પતિના ઘરમાં આવીને પોતાનો વ્યવહાર કેવી રીતે ચલાવે છે એ કવિ કેવું સૂચક રીતે બતાવે છે !

"ભીખ્યાનું કામ કામની કરે, કોનાં વસ્ત્ર પખાળે ને પાણી ભરે.
જેમતેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોખે ઓજંન."

(કડવું ૨જું)

આવી તકલીફ ભોગવીને કુટુંબનું ભરણપોષણ કરનાર ગૃહિણીનું હૃદય કેવું ફફડતું હોય છે એ નીચેની પંક્તિઓમાં મૂર્ત થાય છે :

"ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પછે પુરમાંથી અન્ન જડતું રહ્યું.
બાળકને થયા બે ઉપવાસ, તવ સ્ત્રી આવી સુદામા પાસ :

'હું વીનવું જોડી બે હાથ.' અબળા કહે : સાંભળિયે, નાથ.
બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન.
× × ×
ધાતુપાત્ર નહિ ઘર સાહાવા; સાજું પાત્ર નથી શામ ખાવા.
જયમ જળ વિણ વાડી ઝાડુઆં, ત્યમ અન્ન વિણ બાળક બાડુઆં.
વાયે ટાઢ બાલકડાં રૂએ, શરમ માહે પેસીને સૂએ.
હું તે ધીરજ કેઇ પેરે ધરું, છોકરાંનું દુઃખ દેખીને મરું.
નીચાં ઘર, ભીતડીયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી.
અતીત ફરીને નિરમુખ જાય, ગવાનક નવ પામે બાય.
કરો છો ગાર્હપત્યની સેવ, નૈવેદ્ય વિના પૂજો છો દેવ.
પુન્ય પર્વણી કો નવ જમે. જેવો ઊગે તેહેવો આથમે.
× × ×
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર.
હું તો દરિદ્રસમુદ્રમા બૂડી, હેવાતણમાં એકેકી ચૂડી.
સોહાગના નથી શણગાર, નહિ કાજળ કીડિયાં હાર.
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું."

( કડવું ૨ જું )

અને પત્ની સુદામાને એમના મિત્ર માધવ પાસે માગવા જવા પ્રેરણા કરે છે.

અને માતાનું હૃદય જોઈવું હોય તો આપણને 'દશમસ્કંધ'માં જોવા મળે છે: પહેલા પુત્રના જન્મ પછી 'શશિવદન શું શશી ઉદયો, દેવકી જાએ વારણે.'

( કડવું ૬ ઠું )

એ રીતે પુત્ર ઉપર વારી જીટતી માતાની પાસેથી કંસને સોંપવા નિમિત્તે વસુદેવ પુત્રને લેવા આવે છે ત્યારે—

"દેવકી કહે : સાંભળિયે, નાથ, કેમ ચાલે પુત્રને આપતાં હાથ?
પ્રથમ રૂપ કુવરનું જુઓ, મરવા માટે ફૂટડો હુઓ.
હું ઘેલીએ સુત કીધો સાંતરો, ન રહ્યો ઘેર દિવસ આંતરો."

( કડવું ૭ મું )

આમ ત્રણ જ પંક્તિમાં આદર્શ માતાનો પ્રેમ સમજી શકાય છે. અને જ્યારે કૃષ્ણજન્મ પછી વસુદેવ દેવકી પાસેથી કૃષ્ણને ગોકુળ લઈ જવા માગે છે ત્યારે કવિયે બે જ પંક્તિ આપી છે, પણ એમાં માતાનો ઉત્તાપ અછતો રહી શકતો નથી; જેમકે

"દેવકી કહે : ન આપું કુંવરને, કેમ અર્પણ થાયે એ પરને ?
હું પ્રસવું ને પર ઘેર હાથા, હું ફોકટ, જશોદા માતા"
(કડવું ૧૩ મું)

માતા પોતે બાળકને પ્રસવ આપે, પોતાને ઘેર દરવાજે મંગલ હાથાનાં નિશાન ન થાય અને એ પારકે ઘેર થાય—એ વેદના ત્રીજા ચરણમાં વ્યક્ત થાય છે. પછીના કડવામાં એ વેદના પ્રમાણમાં વિવેકસર મૂકી કવિ વેદના સાથે પણ પુત્રની કુશળતા જ ચાહતી માતાનું હૃદય વ્યક્ત કરે છે :

"સગી મા તે નંદની નારી, હું આ સરે મોહો-ઓલી;
સામજયું કહી પોપટી પ્રસવે, સુત નેહ લાવે હોલી ?
પધારો આતા મહિયારી માતા, જીવજો ગૌ ચારી.
આ મનોહર મુખડે કહિયે કહેશો મુજને 'માતા માહારી' ?"
(કડું ૧૪ મું)

માતા જસોદા કૃષ્ણને જ પોતાનો પુત્ર માને છે. જ્યારે કૃષ્ણ કાલિય નાગનું દમન કરવા જમનાના ધરામાં ડૂબકી મારે છે અને એની માતાને ખબર પડે છે ત્યારે જમનાના એ ધરાને કાંઠે જસોદા પણ આવી પહોંચે છે—કવિએ જસોદાના મુખમાં 'મારું માણકડું વિસાર્યું રે સામળિયા' એ ધ્રુવપંક્તિવાળું જે પદ મૂક્યું છે તેમાં માતાના હૃદયની ધાવાવેલી અનુભવી શકાય છે. આખું પદ ખૂબ જ આર્દ્રતાથી ભરેલું છે :

"કાંઈ તું ગયો ને હું જીવું છૌં, ઓછા સગપણ માટે ?
સાચું વહાલ તો તાહા જણાયે, સામળતા હૈડું ફાટે."

આખા પદને બદલે આ બે પંક્તિ જ મૂકી હોત તોય માતાના પુત્રવિરહી હૃદયનું ચિત્ર ખડું કરવા પૂરતી થઈ પડત.

પ્રેમાનંદે પતિપ્રાણ સ્ત્રીઓના સ્વભાવનું ચિત્રણ રુક્મિણી અને દમયંતીમાં મૂર્ત કર્યું છે. એ બેઉ પતિપ્રાણ છે, એટલું જ નહિ, પ્રકૃતિએ પણ પ્રૌઢ ઓતરાઈ છે, સત્યભામાના ટીખળનો અંશમાત્ર પણ આ બે સ્ત્રીમાં નથી. વરેલા પતિ સિવાય આ બંને બીજા પતિનો વિચાર સુદ્ધાં કરતી નથી રુક્મિણીના હૃદયની સ્થિતિ કેવી છે ?

"હરિ હંસ મૂકી આવ્યો કાગરો પાપીએ ઘેર;
એ જીવ્યાપે મરવું ભલું; ધરતી દેજે વહેર."
( રુક્મિણીહરણ, કડવું ૪ થું )

પ્રસંગોપાત્ત એને યુક્તિ પણ કરવી પડે છે. એ શત્રુ જેવા ભાઈને હસીને પણ બોલાવે છે : હૃદયમાં એ સાવે કે અંબાના દર્શને જવાની સાઈ વ્યવસ્થા કરાવી

આપે. એમા એને સફળતા મળે છે. આ ગરવા પાત્રની પ્રૌઢિના આપણને 'સુદામા-ચરિત્ર'મા દર્શન થાય છે. સુદામાનો હાથ ઝાલી કૃષ્ણ હર્ષ પામે છે તે વખતે સત્યભામા એના ટીખળી સ્વભાવ પ્રમાણે "મળી જોવા સરખી જોડી" વગેરે ટીખળ કરે છે ત્યારે "તમો બોલો છો શું જાણી રે?" (કડવુ ૭મુ) એમ સમય સાચવી લે છે. એ જ રીતે સુદામાનું ગૌરવ વધારવા કૃષ્ણ પાસેથી તાડુળ લઈ રાણીઓમાં વહેંચાવી આપે છે: પ્રભુએ એ રીતે 'ત્રાં આમળ રાખ્યો મિત્રનો ભાર' (કડવુ ૧૨મુ)મા રુકૃમિણી સહાયક થઈ રહે છે.

દમયતીનું પાત્ર પણ ચતુરાઈથી ભરેલુ ચીતરાયુ છે. હંસના ગયા પછી ઇષ્ટ વરની પ્રાપ્તિના પરિતાપમા એને તાવ આવે છે ત્યારે માતા પૂછવા આવે છે. દમયતી એનો માર્મિક જવાબ આપે છે :

> "મુખ મરડી દમયતી બોલી : ઘરડા માણસ નઠોર;
> પરણ્યા કુવારા કાઇ ન પ્રીછે, ફોકટ કરવો શોર.
> હુ સમાણી જાય સાસરે, તેના જોને ભોગ,
> તેની પેરે મારે થાશે, આફૂરો જારો રોગ"
>
> (નળાખ્યાન : કડવું ૧૬ મુ)

અને જ્યારે દેવોના દૂત તરીકે નળ દમયતીના આવાસમા બીજાથી અદશ્યરૂપે આવે છે ત્યારે સામેની આરસીમા એ નળને ઓળખી કાઢે છે; દાસી પાસે જઇ બોલી ઊઠે છે :

> "વેશ છે વેરાગીનો જાણે, નાટક કોએક લાવ્યો;
> રાકે તો એ પ્રાણજીવન નળરાય નિશ્ચે આવ્યો."
>
> (કડવુ ૨૦ મુ)

જ્યારે નળે પ્રગટ દર્શન આપ્યુ ત્યારે પરપુરુષને કેમ પુછાય? માટે દાસી દ્વારા દમયંતી પ્રશ્નો કરાવે છે નળને એ મનથી વરી ચૂકી હતી, તેથી જ્યારે નળને મોઢે નળની જ નિંદા સાંભળી ત્યારે 'પ્રેમદા દાધી' (કડવું ૨૨ મુ) અને

"વિરહિણી ધણી વિકળ થઈને પડી પૃથ્વી માહે." (કડવું ૨૧ મું)

આ કોઇ નાટકીય નહિ પણ જગતમા ખરા પ્રેમીઓના વિષયમા બનતી ઘટનાનો પ્રેમાનંદ ખ્યાલ આપે છે. અને સ્વયંવરને સમયે મડપમા હજી નળ નથી આવ્યો માટે મડપમા જવાને "નળ નથી આવ્યો મડપે માટે લગાડે વાર" (કડવું ૨૫ મુ). નળ અને નળાકૃતિ ચારે દેવોને એકસરખા જોઇને "બુદ્ધિમાન નારી છે

પણ, માન સુકાવે દેવતા તણું" અને એ રીતે "પણ કન્યા કોને ન વરે" (કડવું ૨૮મું) ધૂત વખતે પણ એ નળનું ધ્યાન દોરે જ છે કે

"....................બળદ ભણી મા જોરો ૭.
એ વૃષભમા વેરી છે કારમો, રાજરમતમા ખોરો૭."

(કડવું ૩૦ મું)

અને નળ હારીને વનમા જવા નીકળે છે ત્યારે આર્ય સ્ત્રીને શોભે તે પ્રમાણે 'જેમ છાયા દેહને વળગી' રહે તેમ એ 'અળગી' થવા માગતી નથી. ત્યારે વહાલા બાળકોને પણ કઠણ કાળજે મોસાળ વિદાય કરે છે· "હૈયે થકા નવ ઊતરે રે એમ કહી દમયતી રોય" (કડવુ ૩૧ મું)

વનવાસમા પણ 'પતિને દુઃખે દુઃખ અને પતિને સુખે સુખ' એ જ હૃદયથી એ વરતયે જાય છે. જ્યારે હાથમાથી માછલા જીવતા થઇ પાણીમા ઠેકી જાય છે ત્યારે સાચુ ખોવે તે નળ માને એમ નથી એમ જોતા "ક્ષુધા પાપિણીએ મચ્છ ભખાવ્યાં" (કડવુ ૩૨ મુ) એમ કહી પ્રસગને સાચવવા મથે છ 'નળ તિરસ્કાર દીઠડા કરે' તોયે (કડવુ ૩૩ મુ) એ ખમી લઇ પાછળ પાછળ ચાલી આવે છે જ્યારે નળ ત્યાગ કરીને ચાલયો જાય છે ત્યારે અથડાતી કુટાતી-પોતાનુ શિયળ સ ચવતી માસીને ત્યા જાય છે ત્યા પણ એ 'મામ' મૂકતી નથી, પોતાની ઉપરના આળ ખમી ખાય છે પરંતુ એની ચતુરાઇની કસોટી તો એ નળને બોલાવી મગાવવા ઋતુપર્ણ ઉપર સ્વયવરની કુકમપત્રિકા મોકલી પોતાનો હેતુ સિદ્ધ કરે છે એમા છે અને એ સાહસને તરી પાર ઊતરી કેવળ ચતુરાઇના જોર ઉપર જ નળને ફરી પામે છે. એણે કરાવેલી પરીક્ષામા એની ચતુરાઇનો વિજય પ્રેમાનંદે મૂર્ત કર્યો છે.

પ્રેમાનદે આમા ગુજરાતી સ્ત્રીનુ હૃદય રજૂ કર્યું છે કે સમગ્ર ભારતની સ્ત્રીનું હૃદય રજૂ કર્યું છે એ આખા ભારતવર્ષમા પરપરાથી મળેલી ભારતીય સંસ્કૃતિના અવિચ્છિન્ન પ્રવાહમા આપણે એકદમ તાગવી ન શકિયે વધુ પ્રામાણિક તો એ છે કે પ્રેમાનદના સમયમા એણે સ્ત્રીને એના સામાન્ય સ્વરૂપમા જેવી હોઈ શકે એનો જ સ્વાનુભવ કવિતામા મૂર્ત થવા દીધો છે.

અને પ્રેમાનદનો પુરુષ પણ ભારતમા સરેરાશ જે પુરુષ મળે તેવો જ આપણને જોવા મળશે. 'ઓખાહરણ'મા આપણે નવયૌવનથી ભરેલો ક્ષત્રિયપુત્ર જોઇયે કે મુત્સદ્દીગીરીના ધાવણ ધાવી ચૂકેલો મત્રી કોભાંડ જોઇયે-એ તે તે કોટિનો ભારતીય પુરુષ જ જોવા મળશે. આપણને રાજપૂતયુગના શૂરાતનનો રાજસ્થાનના રાજપૂતોએ મુસલમાનોની સામે ખેલેલા જગોમા પરપરાથી પણ ખ્યાલ છે. અનિરુદ્ધમા

આપણને રાજપૂત-શૂરાતનના જ દર્શન થાય છે. જુવાન રાજકુમારના ગુણો ઉપર મુગ્ધ થયેલી પ્રિયા પણ એવી જ ઉત્તમકુળની છે; એના ઉપર એ કુમાર

"મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો તે ભ્રકુટિને જોડે."

(કડવુ ૧૩ મું)

એમ પ્રિયાના પ્રત્યેક અંગ ઉપર—એના પ્રત્યેક હાવભાવ ઉપર મુગ્ધ થાય એ જ વીર કુમાર જ્યારે ખાંડાનો ખેલ ખેલવાનો પ્રસંગ આવે છે ત્યારે ક્ષત્રિયકુમારની વીરતાની મૂર્તિ બની રહે છે. લડવા ખડા થયેલા પ્રિયતમને ઓખા રોકવા જાય છે. પ્રિયતમ સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપી લડવા તત્પર બને છે :

"કંથ ક્હે : 'ન કરું સંગ્રામ, આડા નાઠાનો કુણ ઠામ?
હાવે જીવતા છૂટવું નહિ, કાં ન મરિયે સાહામા જઈ?
નથી ઊગરવાનો ઉપાય, ત્યાં તો ભય પામ્યે શું થાય?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાય એક પળમાં.
મહુઅર વાગે ને મણિધર ડોલે, ના ડોલે તો સર્પને તોલે.
વન ગાજે, કેસરી દે ફાળ, ના ઊછળે તો જાણવો શિયાળ
હાકયો વાઘ ન માંડે કાન, નહિ શાર્દૂલ, જાણવો શ્વાન.
ક્ષત્રી નાશે દેખીને દળ, નહિ પુરુષ, જાણવો વ્યંઢળ
ઘરમાં ગોઝારો રેહે પેશી, જુદ્ધ ચરણ વિના રેહે બેશી.'
એમ કહી ઓખા અળગી કીધી, ઝડ ગાજ્યો ને ભોગળ લીધી
અસુર દળમાં જઈ ખૂંપિયો, છળેથી કપિની પેરે પડ્યો.
જેમ ગ્રાહ પેસે છે જળમાં તેમ અનિરુદ્ધ પેઠો દળમાં.
જેમ ચંદ્ર પેસે વાદળમાં, તેમ વાર્ષ્ણેય થયો બળમાં.
ગજયૂથમાં લઘુ કેસરી, તેમ અનિરુદ્ધ મધ્યે-અરિ.
દૈત્યને આવ્યો મૃત્યુનો દાહાડો, ગાજે અનિરુદ્ધ ગેબ અખાડો."

(કડવુ ૪૦ મું)

અને પછી કવિએ અનિરુદ્ધની વીરતાનું સૂચક વર્ણન આપ્યું છે બાણે ઓખા અને અનિરુદ્ધને પકડી લીધા પછી પણ અનિરુદ્ધની વીરતા જરાયે ઓસરતી નથી. ઓખાને દિલાસો પણ વીરને છાજતો જ આપે છે

"જો આદરું તો અસુર-કુળને ગેવડું તૃણમાત્ર,
શોભા રાખવા શ્વશુર-કુળની અમે બંધાવ્યું છે ગાત્ર"

(કડવુ ૨૨ મું)

કૌસાંડમા આપણને સામાન્ય મુત્સદ્દીગીરી જ દેખાય છે; પણ 'ચંદ્રહાસ-આખ્યાન'માં તો પ્રધાન ધૃષ્ટબુદ્ધિ જાણે કે દેશી રજવાડાનો કોઈ કુટિલ કારભારી હોય એવું ચિત્ર પ્રેમાનંદે મૂર્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. અહીં પણ ચંદ્રહાસ જેવું ઉત્તમ પાત્ર પ્રેમાનંદ સાચવી શક્યો છે. અણગમતા જમાઈને પજવવામા ધૃષ્ટબુદ્ધિ પાછુ વાળી જોતો નથી. એનો નાશ કરવાથી પુત્રીનુ સૌભાગ્ય હણાવાનું છે એનો પણ આ કુટિલ કારભારીને ખ્યાલ નથી અને કાળીના મંદિરમા મારાઓ મારફત મરાવી નાખવાની એ યુક્તિ પ્રયોજે છે. એનુ કુટિલ હૃદય :

"સહી ના શકાય હવે આવું, એ જમાત્રને કપટે મગવું."

(કડવું ૨૩ મું)

અને એની કપટકળા ? ચંદ્રહાસને તેડાવીને

"પાછલો દિવસ ઘડિકા ચ્યાર તે વેળા તેડ્યો કુલિંદકુમાર.
દેખી મુખડુ હસઈ કીધું મન વોહોણું માન જ દીધું.
'તમને હુ બોલાવું છું લાડે, જે સગપણ સીધ્યા આડે.
સાંભળો કુલિંદજીના કાલા, મુને મદનથે અદકા વાહાલા.
સગા તે સોનાનું હીમ, આખ્ય થાય છે ટાઢી હીમ."

(કડવું ૨૩ મું)

અને એણે યોજાવેલી યુક્તિમાં એ નિષ્ફળ જાય છે. ચંદ્રહાસને ઠેકાણે આવી ચડેલો મદનકુમાર જ ભોગ બની જાય છે. ચંદ્રહાસ અને મદન એ બેઉમા ઊંચા કુળની ખાનદાની કવિએ મૂર્ત કરાવી છે.

કવિએ અનિરુદ્ધને પણ ટક્કર લગાવે એવું અભિમન્યુનું પાત્ર સર્જ્યું છે. અભિમન્યુનાં વિરાટરાજની કુંવરી ઉત્તરા સાથે લગ્ન થયા હતાં અને એક જ માસમા મહાભારતનું યુદ્ધ આવી પડ્યુ. પ્રેમાનંદના જણાવ્યા પ્રમાણે "સૌભદ્રેય" લગ્ન પછી વિરાટ નગરમા રહ્યો હતો અને યુદ્ધની વાતે હસ્તિનાપુર આવી પહોંચ્યો હતો. યુદ્ધ થતા જ એણે પાંડવોના પડખામાં રહી કૌરવો સામે યુદ્ધમાં ભાગ લેવા માંડ્યો હતો. દસમે દિવસે ભીષ્મ પડ્યા ને દ્રોણ સેનાપતિ થયા. વળતે દિવસે અર્જુને રણમા ભગદત્તને માર્યો અને "મુનિ દ્રોણ મૂર્ચ્છા પમાડ્યા અભિમન્યુ ઉન્મત્ત" એવું પરાક્રમ કર્યું. વળી—

"નાઠી સેના દુર્યોધનની તે સૌભદ્ર કરે માર.
તેમાં કોઈ રહેવા ન પામ્યું; કર્યું તે ખાધી હાર."

(કડવું ૨૪ મું)

અને અભિમન્યુના આ પરાક્રમનો અંજામ? દ્રોણે પ્રતિજ્ઞા કરી કે–

"કાલે અભિમન્યુને ન મારું તો હું પડું કુંભીપાક"

આ હકીકત ગુપ્તચર દ્વારા પાંડવોના જાણવામાં આવી ગઈ. આવતી કાલે ચક્રવ્યૂહ રચાવાનો હતો. અર્જુનને સુશર્મા સાથે લડવાનું હતું. એને તો ખાતરી જ થઈ ચૂકી હતી કે

"અભિમન્યુને જીવવાની તે નથી મુજને આશ."

આ પછી અભિમન્યુ માતા સુભદ્રા પાસે આવ્યો; એ બોલી ઊઠ્યો:

"માતા, દ્રોણે પ્રતિજ્ઞા કીધી મુજનો કરવા નાશ.
બ્રાહ્મણના બીહાવ્યા બીના સર્વે, પિતા પામ્યા દુઃખ.
ચક્રાવો લેતા મુને આવડે છે, પણ મેં મુન્ય કીધું મુખ.
× × ×
અંતે હારવા હું ન દેઉં, પણ જોઉ સુભટના શણગાર.
મારું તે કૌરવ જીવતા, વ્યૂહને કરું તારોતાર."

(કડવું ૨૪ મું)

સુભદ્રા આ સાંભળીને ફફડી ઊઠે છે. એને એમ હતું કે જો ઉત્તરા અહીં હોય તો અભિમન્યુ એના પ્રેમ ખાતર યુદ્ધમાં ન જાય અને પોતાનો વંશ જળવાઇ રહે. પાંચાલીની મદદથી રાયકા દ્વારા ઉત્તરાને પિયરથી તેડી લાવવાનો પ્રબંધ કરવામાં આવે છે ને ઉત્તરા આવી પહોંચે છે. દરમ્યાન ક્ષત્રિયકુમારો યુદ્ધમાં જવા સાંવરા થાય છે. યુધિષ્ઠિર સુભદ્રા વગેરે પુત્રવધૂની રાહ જોઈ રહ્યાં છે. અભિમન્યુ માતા પાસે આયુધ માગે છે ત્યારે સુભદ્રા લાવવાને મિષે અંદર જઈ હથિયારો છુપાવી ખાંખાખોળાનો ઢંગ કરે છે–એ માટે કે ક્રમે કરીને ઉત્તરા આવી પહોંચે. અભિમન્યુને ઉતાવળ થાય છે:

"અભિમન્યુ કહે: સુણ માવડી, શે વાર લાગે છે આવડી?
સંગ્રામ કરવાને થાય છે અસૂર, કૌતુક કરશે મારું શૂર.
કહેશે: 'કાલ સૌભદ્ર સભામાં બકર્યો, બીહીનો તે આવી નવ શક્યો.'"

(કડવું ૩૦ મું)

કુંતી પાસે આજ્ઞા લેવા મોકલ્યો ત્યાં પણ બોલી ઊઠે છે:

"ચક્રાવો વ્યૂહ લેવાને કાજ, મુને આજ્ઞા આપો આજ.
દ્રોણે પ્રતિજ્ઞા કીધી ઘણી, માતા, મુજને મારવા તણી.
એ ભિક્ષુક મુજને કરશે શુંય? તે થકી નવ બીતો હુંય."

(કડવું ૩૦ મું)

કુંતીજીએ અમરરક્ષા બાંધી, પણ કૃષ્ણે કપટરૂપે આવી એ છોડાવી નાખી! અભિમન્યુ રણ તરફ ધસે છે ત્યાં ઉત્તરા આવી પહોંચી, માર્ગમાં જ મળી. એ પોતાની પત્ની છે એનો એને ખ્યાલ જ નહોતો, પણ એ મુગ્ધ તો થાય જ છે. યુધિષ્ઠિર પરિચય કરાવે છે. અહીં અભિમન્યુની પાકી કસોટી જ થાય છે. અભિમન્યુના આ શબ્દ :

"કાં પ્રિયા આંખલડી રાતી કરો? મારા સમ જો આંસુડાં ભરો.
તમો ચતુરાં છો ક્ષત્રિયાણી, પ્રેમદા ચઢાવો મુને પાણી.
રણ થકી રે જે ઓસરવું તે જીવ્યા પે ભલું હોય મરવું."

આ પછી પ્રેમાનંદે ખડું કરેલું ચિત્ર ખૂબ જ તેજસ્વી છે :

"કૌરવમાં થયું કેહેવાણ રે, અભિમન્યુ આવ્યો રે.
સૂકયાં સુભટ સર્વના ઓસાણ રે, અભિમન્યુ આવ્યો રે."
(કડવું ૩૮ મું)

એક પછી એક કોઠા એ જીતતો જાય છે :

"વ્યૂહમાં પેઠો અભિમન્યુ વીરજી, ધરા ધ્રુજાવી ધાતો ધીરજી."
(કડવું ૪૨ મું)

સાતમે કોઠે એ એકલો જ ફસાઈ જાય છે ત્યારે

"તેણી વેળા અભિમન્યુ આપરૂપે હોતો,
કૌરવરૂપી સાવજને અભિમન્યુ આવ્યો પોહોતો.
સુભટ વિદ્યા પ્રકટ કરતો ને રીસ અંતર વ્યાપી.
નિમિષ માંહે અનેક તે કૌરવ નાખ્યા કાપી.
કાઢે ત્રાડે ચૂકવે શર ફરીને મૂકે શરત.
રથ ઊપર ફરવા લાગ્યો, જાણે માંડયું તાંડવ નૃત્ય.
પાવક જેમ તરુવરને બાળે સૂકાં કાષ્ઠ ને દર્ભ,
ઉડુ જેમ અળગો નીસરે ભેદી વાયુ ને અભ્ર,
તેમ છ સહસ્ર છાયા ભેદી અભિમન્યુ નીસર્યો નિરાળો."
(કડવું ૪૮ મું)

ભક્તહૃદયના ચિત્રણમાં પ્રેમાનંદના સુધન્વા સુદામો પ્રહ્‌લાદ અને નરસૈં મહેતો ધ્યાન ખેંચનારા છે. સુધન્વાની સામે કોઈ દેશી રજવાડાના હોય તેવા ખટપટિયા શંખ-લિખિત બે પુરોહિતોનો ભમે તેટલો ઉપદ્રવ છતાં સુધન્વા હૃદયનું ધૈર્ય ગુમાવ્યા સિવાય ભયાનક કસોટીઓમાંથી પણ પાર ઊતરી જાય છે. કવિએ એને

એક પણ સ્થળે વિચલિત થવા દીધો નથી. 'ધ્યાન શ્રીભગવાનનું મૂકે નહીં પળ માત્ર' એ અનન્યભાવ કવિએ સાંગોપાંગ જાળવ્યો છે. તેલના પેણામાં તળાવા તૈયાર થતા ભક્તના પ્રજાજનો તરફના શબ્દ જુઓ :

"..........................રુઓ છો શા માટે ?
હરિચરણનો મારગ ઝાલો, જશો મા અવળી વાટે.
સામળિયાનું સ્મરણ કરતાં મુકાઈએ ઘાટે રે.
ગુણ સામળિયાના ગાઇયે રે હીમ ચઢી."

(કડવું ૧૨ મું)

આ ભક્તને યુદ્ધને પ્રસંગે ધીરવીર યોદ્ધા જેવો જ પ્રેમાનંદે સાધ્યો છે; એ એના અર્જુન સાથે અશ્વવિષયક યુદ્ધમાં બતાવવામાં આવ્યો છે. અર્જુન લડવા આવે છે એવી બૂમ પડતાં જ્યારે સુધન્વાનું સૈન્ય નાસવા લાગ્યું ત્યારે—

"ધીરજ આપી સુધન્વાયે, સૈન્ય સઘળું વાળિયું;
ભ્રગુટી ધનુષાકાર કરીને અર્જુન સાહામું ભાળિયું.
સમસ્યા સારથિને કીધી, ક્રોધે રથ હંકાવ્યો.

(કડવું ૧૭મું)

સુદામો બીજી જ કોટિનો ભક્ત છે. એ બ્રાહ્મણ ભક્ત છે અને ભગવાનનો બાળગોઠિયો છે, શરૂથી જ એ વૈરાગ્ય-પ્રકૃતિનો છે, છતાં આશ્રમના નિયમ પ્રમાણે :

"સુદામે ગૃહસ્થાશ્રમ માન્યો, મન જેનું સન્યાસી.
પતિવ્રતા પત્ની વ્રતપાવન પરમેશ્વરને પ્રીછે.
સ્વામીસેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઈછે.
દશ બાળક થયાં સુદામાને દુઃખ દરિદ્રે ભરિયાં.
શીતલાએ અમીછાંટા નાંખ્યા, થોડે અન્ન ઊછરિયાં.
અયાચિક વ્રત સુદામો પાળે, હરિ વિના હાથ ન ઓડે.
આવી મળ્યું તો અશન કરે, નહિ તો ભૂખ્યા પોઢે"

(કડવું ૧ લું)

અને "નામ ગૃહસ્થ પણ કેવળ જતી, માયાસુખ નવ ઈછે રતી.
મુનિનો મહિમા કો નવ લહે, સહુ મેવા ઘેલો દરિદ્રી કહે.
જાચ્યા વિના કાહો કોણ આપે, સમુદ્રની પેરે દરિદ્ર વ્યાપે."

(કડવું ૨ જું)

એની પત્ની એને એના બાળગોઠિયા દ્વારિકાપતિ કૃષ્ણ પાસે યાચના કરવા જવા માટે દબાણ કરે છે. પત્ની થોડી યુક્તિ પણ અજમાવી જુએ છે :

"વળ્યા કૃષ્ણ ફરી મળજો કદી, પણ કરમાં કંઈ મૂક્યું નહિ.
તવ દુખિએ મૂક્યો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇ નિરાશ.
દુખિ અનંત પામ્યો પશ્ચાત્તાપ, જાય નિંદતો પોતાનો આપ.
હું માગવા આવ્યો મિત્ર જ કને તે સમે મ્રત શેં નાખ્યું મુને?
જીવત નર તો શબ સમાન, રંકાએ ઉપજાવ્યું અપમાન.
એકાંતરા લે પામિયે અન્ન, વા કંદ મૂળ કરિયે પ્રાશન.
ભૂખે મરે બાળક નાહાનડાં તો ખવરાવિયે સૂકાં પાંદડાં.
વા પવન પ્રાશીને ભરિયે પેટ, કે કરિયે નીચ પુરુષની વેઠ.
અથવા કાષ્ઠતરણનો વિક્રે કરી, કે પર-ઘેરે પાણી ભરી.
હળાહળ વિષ પીને પોઢિયે, પણ મિત્ર આગળ હાથ ન ઓડિયે."

(કડવું ૧૨ મું)

પોતાને તો કશું ન મળ્યું ને 'મૂલમાં માહારા તાંદુલ ગયા'ની ચિંતામાં એ તાતો પણ થઈ જાય છે ને ભગવાનની નિંદા પણ કરી બેસે છે, પણ તરત પસ્તાય છે અને પોતાને સમૃદ્ધ ન બનાવ્યો એ માટે રાજી થાય છે; શા માટે?

"સુખ પામ્યે વાધે ક્રોધ ને કામ, દુઃખે સાંભરશે શ્રીરામ."

(કડવું ૧૨ મું)

પ્રભુસ્મરણ છૂટી જાય એવું પ્રભુનો ખરો ભક્ત કદી કરે નહિ, ઇચ્છે નહિ. આવો આ ભક્ત નિજ વતનમાં પાછો ફરતાં શું જુએ છે?

"એંધાણી સરવે જોતો જોતો, મંદિર તે આવ્યો ફરી ફરી.
સુદામોજી પડ્યા સાંસે, વિચાર કીધો વેગળા જઇ:
'આ ભવન ભારે કોણે કીધાં? પણ પર્ણકુટી માહારી કાં ગઈ?

× • × ×

આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક માહારાં કાં ગયાં?
હોમશાળા રુદ્રાક્ષમાળા, પવિત્ર કુશની સાદડી,
ગઈ પીસણી સંમાર્જની, વિપત્ય કયમ સામટી પડી?
દૈવની ગતિ ગહન દીસે, હું પડ્યો કર્માધીન;
માહારે કુટુંબ-વિજોગની વિટંબણા, હું દૈવે દંડ્યો દીન.
વરી સરખી સૂપડી ને લૂંટી સરખી સુંદરી,
સળ્યાં સરખાં છોકરાં તે નવ મળ્યા મુજને ફરી."

(કડવું ૧૩ મું)

"જાદવરાયને જાચો જઈ, હું લાગું તમારે પાય.
ધન નહિ જડે તો ગોમતી–મજ્જન, દર્શન–ફળ નહિ જાય. ભાવઠ ભાગશે રે"
(કડવું ૩ જું)

ત્યારે– "સુદામો કહે : વિપ્રને નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી માગતાં જીવ જાય. મામ ન મૂકિયે રે."

એમ પત્ની અનેક રીતે સમજાવે છે. પણ સુદામો જાચવાની વાતને કોઠું આપતો નથી. એ તો દૃઢ માની રહ્યો છે કે

"જોડવા પાણી ને દીન વાણી, થાય વદન પીળુ વરણ;
એ ચિહ્ન છે જાચક તણાં, જાચવાથી રૂડું મરણ. મામ૦"
(કડવું ૩ જુ)

છેવટે સુદામો મિત્ર પાસે યાચના દ્વારિકા જવા તૈયાર થાય છે; પણ મિત્રને મળવા જવું હોય તો કાંઈ ભેટ તો લઈજ જવી જોઈયેને? ઘરમાં તો કશું જ નહોતું. ત્યારે પાડોશણને દયા આવી ને પત્નીની માગણીથી થોડા તાંદુલ આપ્યા. સાફસૂફ કરી એ પતિને આપ્યા પતિ 'મુખ રામ ભણતો જાય.' દ્વારિકા પહોંચે છે ત્યાં પણ એને તો મિત્રના દર્શન પૂરતી જ જાણે કે ભાવના છે :

"એક વાર પામું દરશન તો હું જાણે પામ્યો ઇંદ્રાસન"
(કડવું ૬ ઠું)

સુદામો મિત્રનું સંપૂર્ણ સંમાન પામે છે. આવા સંમાનની સમક્ષ પોતાની પેલી ચીંદરડીની કંઈ બિસાત! તેથી—

"પેલી ગાંઠડી તાંદુલ તણી તે જંઘા તળે લૈ ચાપે."
(કડવું ૮ મું)

બાળપણનાં સ્મરણ ભગવાને તાજા કરી આપ્યાં. અને છેવટે મિત્રનું દારિદ્ર દૂર કરવા ભેટને માટે લાવેલા તાંદુલ માગી રહ્યા છે :

"ચરણ તળે શું ચાંપી રહ્યા છો, મોહોટું મન કરી કાઢો.
અમ જોગ એ વસ્ત ન હોય તો દૂર થકી દેખાડો–અઢળક ઢળિયો રે."
(કડવું ૧૧ મું)

પણ સુદામાને ભારે સંકોચ થાય છે. પ્રભુ ખુદ જાચક-રૂપ થયા છે અને ઝૂટવી તાણી લે છે. પ્રભુ તાંદુલના કણ મુખમાં મૂકે છે તે જ વખતે સુદામાનું સમગ્ર દારિદ્ર નષ્ટ થઈ જાય છે, પણ સુદામાને એનો ખ્યાલ નથી; જ્યારે સુદામાને પ્રત્યક્ષ એક કોડી પણ હાથમાં મૂક્યા વિના કૃષ્ણ વિદાય આપે છે ને સુદામા વિદાય લે છે :

"વળમા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કંઈ મૂક્યું નહિ.
તવ રુખિએ મૂક્યો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇ નિરાશ.
રુખિ અનંત પામ્યો પશ્ચાત્તાપ, જાય નિંદતો પોતાનો આપ.
હું માગવા આવ્યો મિત્ર જ કને તે સમે ક્ષત થેં નાખ્યું મુને?
ઓછીત નર તો શબ સમાન, રંકાએ ઉપજાવ્યું અપમાન.
એકાંતરા જો પામિયે અન્ન, વા કંદ મૂળ કરિયે પ્રાશન.
ભૂખે મરે બાળક નાહાનડાં તો ખવરાવિયે સૂકાં પાંદડાં.
વા પવન પ્રાશીને ભરિયે પેટ, કે કરિયે નીચ પુરુષની વેઠ.
અથવા કાષ્ઠતરણનો વિક્રે કરી, કે પર-ઘેરે પાણી ભરી.
હળાહળ વિષ પીને પોઢિયે, પણ મિત્ર આગળ હાથ ન ઓડિયે."
(કડવું ૧૨ મું)

પોતાને તો કશું ન મળ્યું ને 'મૂલમા માહારા તાંદુલ ગયા'ની ચિંતામાં એ તાતો પણ થઈ જાય છે ને ભગવાનની નિંદા પણ કરી બેસે છે, પણ તરત પસ્તાય છે અને પોતાને સમૃદ્ધ ન બનાવ્યો એ માટે રાજી થાય છે; શા માટે?

"સુખ પામ્યે વાધે ક્રોધ ને કામ, દુઃખે સાંભરશે શ્રીરામ."
(કડવું ૧૨ મું)

પ્રભુસ્મરણ છૂટી જાય એવું પ્રભુનો ખરો ભક્ત કદી કરે નહિ, ઇચ્છે નહિ. આવો આ ભક્ત નિજ વતનમાં પાછો ફરતાં શું જુએ છે!

"એધાણી સરવે જોતો જોતો, મંદિર તે આવ્યો ફરી ફરી.
સુદામોજી પડ્યા સાંસે, વિચાર કીધો વેગળા જઇ:
'આ ભવન મારે કોણે કીધાં? પણ પર્ણકુટી માહારી કાં ગઈ?
× × ×
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક માહારાં કાં ગયાં?
હોમશાળા રુદ્રાક્ષમાળા, પવિત્ર કુશની સાદડી,
ગઈ પીસણી સમાર્જની, વિપત્ય કયમ સામટી પડી?
દૈવની ગતિ ગહન દીસે, હું પડ્યો કર્માધીન;
માહારે કુટુંબ-વિજોગની વિટંબણા, હું હવે હવો દીન.
લૂટી સરખી ઝૂંપડી ને લૂટી સરખી સુંદરી,
સળ્યાં સરખાં છોકરાં તે નવ મળ્યાં મુજને ફરી."
(કડવું ૧૩ મું)

પત્ની જ્યારે નવયૌવના બનેલી થઈ પોતિને 'સાહેલીઓ સાથે લેવા' આગળ વધે છે ત્યારે પણ સુદામો એનું હૃદય જરાયે ઢીલું થવા દેતો નથી. અહીં પ્રેમાનંદે થોડું હાસ્ય પણ પાથર્યું છે. એનું હૃદય મજબૂત છે:

"પાપણીઓ, તમને પરમેશ્વર પૂછશે, હું ને કાં આણે છો વાન્ય ?"

એ એના શબ્દ છે. જ્યારે ખરેખર નવનિધ પામ્યો ત્યારે પણ—

"જાચકના બહુ જૂથ આવે, નિરમુખ કો નવ જાય;
જેને સુદામાજી દાન આપે, લખપતિ તે થાય"

અને "જદપિ વૈભવ ઇંદ્રનો, પણ રુખિ રહે ઉદાસ.
વિજોગ રાખે ભોગનો, પાળે તાહાં સંન્યાસ.
વેદાધ્યયન, અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન.
માળા ન મૂકે, ભગતિ ન ચૂકે, એવા વૈષ્ણવજન ભગવાન."

(કડવું ૧૪ મું)

પ્રહ્લાદના ચરિત્રમાં તો ભક્તને વિરોધીઓને હાથે પારાવાર કષ્ટ આપવામાં આવે છે. એના વ્યક્તિત્વમાં પ્રભુનો અનન્યાશ્રય કવિએ ભાગવતાનુસાર વ્યક્ત કર્યો છે :

"હરિ હરિ હસે છે પ્રલ્હાદ પિતાપુત્રને લાગ્યો સંવાદ.
રીસ ન કીજે, રાયજી રે, કીડી ઉપર કટકો
અભિમાન ન કીજે, તાતજી રે, સૌને મરવાનો દાહાડો — હરિ હરિ.
નારાયણનું નામ ન મૂકું રે, સુખે ફેડો મારો ઠામ.
પ્રહાર કર્યા બહુ પેરના રે, રાખનારો મુને રામ —હરિ હરિ."

(કડવું ૮ મું)

આ ભક્તચરિત્રોની પાછળ મૂળ ગ્રંથોનો થોડાઘણો સહારો છે, પરંતુ એણે પોતાથી બસ્સો વર્ષ ઉપર થઈ ગયેલા સુપ્રસિદ્ધ નાગરભક્ત નરસૈયાના જીવનને લગતા હૂંડી વિવાહ શ્રાદ્ધ અને મામેરું એ ચાર કાવ્ય પૌરાણિક આખ્યાનોની પદ્ધતિએ જ ગાયા છે ખુદ નરસૈંયે પણ પોતાના જીવનમાં થયેલા સ્વાનુભવોને પોતાની પ્રતિભામાંથી ચમત્કારોનો થોડોઝાઝો ઓપ આપી ગાયા છે નરસૈયાના વિષયમાં લોકમાં પણ જે દંતકથાઓ પ્રચલિત હતી તેના આધારે પૂર્વના આખ્યાન-ગાયકોએ પણ મામેરું હૂંડી વગેરે ઉપર રચના કરી હતી. એ બધાને આધારે પ્રેમાનંદે નરસૈયાના ચાર પ્રસંગોને કાવ્યમાં—યથાર્થ શબ્દે કાવ્યમાં—ગાયા પ્રેમાનંદની [illegible] સાદું ભક્તચરિત નથી બની રહેતી, એમાં પ્રેમાનંદની પ્રતિભા પણ ભળી છે.

પ્રેમાનંદનો નરસૈંયો આગવો જ ખડો થાય છે. 'હૂંડી'ના આરંભમાં જ કવિ નરસૈંયાનું વ્યક્તિત્વ સ્થાપે છે :

> "શ્રીકૃષ્ણ ધાયા, ગુણ ગાયા, તજી માયા મમત.
> રાસમંડળ નિરખિયું, તે પામિયો છે વસ્ત.
> વિશ્વાસ તે વિશ્વંભર તણો એ દાસનું લક્ષણ.
> સંસારમાં સરસો રહે, કરે હરિકથા-કીર્તન.
> લોકાચારી નવ ગણે, નવ ગણે નાગરી નાત.
> જેણે પ્રભુ સંઘે પ્રીત બાંધી, જેમ પરોળે ભાત."
>
> (કડવું ૧ લું)

નરસૈંયાના ચરિત્રાલેખનની સાથોસાથ એ નાગરોનું ચિત્રણ આપે જાય છે. 'નાગરકોમ એટલે ખટપટી અને ટીખળી' એવી છાયા પ્રેમાનંદના માનસ ઉપર પડેલી છે : "ત્યાં બેઠા હતા નાગર બ્રાહ્મણ, જેને જૂઠું બોલ્યાનું પેણ" (કડવું ૧ લું). એ નાગરો તીરથવાસીઓને નરસૈયા પાસે હૂંડી લેવા જવા પ્રેર્યો. નરસૈયે પણ "હાંસી જાણી ચ્યાતમી મેહેતે તે સમર્યા શ્રીઅવિનાસી રે" (કડવું ૧ લું). નરસૈયાને તો પ્રભુ ઉપર પરમ શ્રદ્ધા છે. એના હૃદયના દૃઢ માન્યતા છે; એ સ્પષ્ટ કહે છે કે "સેવક તમારો હૂંડી કરે, જ્યાં લખે ત્યાં પાછી નવ ફરે." (કડવું ૩ જું). એને હૂંડિયામણમાં તો હરિનું નામ માત્ર છે. એ હૂંડી લખતાં પહેલાં પણ સ્પષ્ટ જણાવે છે કે "નષ્ટ નાગરે કીધી ઠગ, પ્રભુ, માહારે છે તમારી વગ." (કડવું ૩ જું). પણ નરસૈંયો કોઈ ઢીલોપોચો હરિજન નથી; એ જરૂર પડતાં પ્રભુને દગડાવવામાં પાછું વાળી જોતો નથી. : 'નકાર કરશો, કૃષ્ણજી, તો છ નાગર સાથે કામ રે' (કડવું ૪ થું).

'શ્રાદ્ધ'માં પણ પ્રેમાનંદ નરસૈંયાનું વ્યક્તિત્વ સ્થાપતી વેળા નાગરી નાતને ભૂલતો નથી :

> "લૌકિક વાત એ જાણે રેની, લે ન જાણે દિવસ કે રેણી ?
> અનેક ભક્ત કહાવે છે સહી, પણ મેહેતાજીની તોલે નહીં.
> જેનું ચિત્ત પ્રભુજીમાં વસે, કદી માયામાં મન નહિ ધસે.
> કુપાત્ર બ્રાહ્મણ નાગરની નાત, તે તો જણાવે પોતાની જાત.
> સહુ મેહેતાનું હાસ્ય જ કરે, કુટુંબનું કો માણસ નવ ગણે."
>
> (કડવું ૪ થું)

ભાઈ અને ભોજાઈ પણ એની નિંદામાં મણા રાખતાં નથી. પણ નરસૈંયાને તો 'સૌ તૃણને તોલે' છે :

"ભલે બકવા કરતાં એ મુખ, જરા મન નવ ધરે દુઃખ.
હરિ ઉપર સંતોષ રાખે, આમથી સુણીને આમ કાઢી નાખે.
કરે હરિનિંદા તેહેનું કર્મ બધાયે, મારે આથરો વૈકુંઠરાયે."

(કડવું ૪ થુ)

નરસૈંયાના પિતાના શ્રાદ્ધને દિવસે ભાભી પોતાને ઘેર એ શ્રાદ્ધ કરવાનું હોઇ નોતરુ દેવા આવ્યા ને ખૂબ મહેણાંટોણા માર્યા—એનાથી નરસૈંયાની પત્નીને ખૂબ માઠુ લાગ્યું ત્યારે—

"આજ શ્રાદ્ધ કરુ તો મેહેણું ટળે, ખર્ચી આપશે દેવ મોરાર રે."

(કડવું ૫ મુ)

એમ નક્કી કરી સમસ્તનુ નોતરું નરસૈંયો ફેરવાવે છે. ભક્તિધરને એની ચિંતા છે, પણ ભાભી એમને ય ભાવી રાખે છે. નોતરા ફરી વળ્યા છે; ઘરમા તો કાંઇ નથી; ત્યારે માણેક મહેતી ચિંતા કરે છે. નરસૈંયાનો એક જ જવાબ છે:

"મુને તો દૃઢ વિશ્વાસ છે, ખર્ચી મોકલશે વૈકુંઠરાય."

(કડવું ૬ ઠું)

એમ ભક્ત-હૃદય નિશ્ચિત જ રહે છે. અને જ્યારે પ્રભુ તરફથી એને રૂપિયાની કોથળી આપવામા આવે ત્યારે એ કોથળી લઇને મહેતીના હાથમા સોંપે છે. આ વખતનું પણ એનું હૃદય:

"મન માને ત્યમ ખરચો નારી, કોડી એક ન રાખશો પાસ રે."

(કડવું ૧૦ મું)

બધી સામગ્રી આવી ને રસોઈ પણ તૈયાર થઈ ગઇ; પણ ઘી બાકી રહી ગયેલું તે મહેતીની વિનંતિથી નરસૈંયો ખરીદી લાવવા ઊપડ્યો. નેસ્તીની દુકાને પહોંચ્યા તો એક ભક્તજન મળ્યો, એણે કીર્તન ગાવા વિનંતિ કરી નરસૈં "ગાય હરિગુણ તે અતિસાર, મેહેતો વીસરયા લોકાચાર" (કડવું ૧૧ મુ). ભગવાનના અનન્યાશ્રયમાં પ્રેમાનંદે એને અહીં પાર ઉતાર્યો છે: ભક્તની અનન્યતા મૂર્ત કરી આપી છે. "શામળદાસનો વિવાહ" એની ભાગ્યેજ જાણવામા આવેલી કૃતિ છે. વર્ષો પૂર્વે અમદાવાદના એક પુસ્તકવિક્રેતાએ હાથપ્રતમાં જેવુ હતુ તેવું વિકૃતભાષામાં એ કાવ્ય છપાવી નાખેલુ. "વિદ્યાસભા"ની એ અસલ હાથપ્રતને આધારે એનું પ્રેમાનંદનાં બીજા કાવ્યોમા સ્વીકારાયેલી વાચનાને અનુરૂપ સંપાદન મારા તરફથી સાધવામા આવ્યું છે. આ કૃતિમા પણ આપણને પ્રેમાનંદનો જ નરસૈંયો જોવા મળે છે.

"મામેરુ" એ નરસૈંયાના જીવનપ્રસંગનું ચોથુ સુંદર આખ્યાન છે. પ્રેમાનંદ અહીં પણ ભાભીના મહેણાથી વનમા ચાલી જવાનુ બતાવી નરસૈંયામાં રહેલી

નાગરી ખાસિયતને ચીધી દે છે. એ કોઈની ટકોર સહન ન કરી શકે એ એનો જાતિસ્વભાવ છે, છતાં એ ભક્ત જ છે :

"થઈ નરસૈંયાની નિર્મળ વાણી, કવિશક્તિ ભક્તિ અપાર;
રાધાકૃષ્ણશું રંગ લાગ્યો; ગણે તરણાવત્ સંસાર.
તાલ વાતા ગીત ગાતા પધાર્યા પુર માંહ્ય;
નરસિંહ મેહેતો જઈ નમ્યા નિજ ભાભી કેરા પાય."

(કડવું ૨ જું)

ભક્તહૃદયની આ જ સરળતા એના જાતિસ્વભાવ ઉપર વિજય મેળવી જાય છે.

અને એની પત્ની, એનો પુત્ર એક મરી ગયાં છે; જુવાન પુત્રવધૂ વિધવા બની છે ત્યારે પણ—

"સ્રીસુત મરતાં રોયાં લોક, મેહેતાને તલમાત્ર ન શોક.
ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ."

(કડવું ૩ જું)

અને ખોખલો પંડ્યો સીમંતની કંકોતરી લઈ આવે છે ત્યારે પણ નરસૈંયાને તો—

"ત્રીકમજી ત્રેવડમાં રેહેલો, દ્રવ્ય તણું છે કામ જી."

(કડવું ૪ થું)

અને જ્યારે કુંવરબાઈ ચિંતા કરે છે ત્યારે પણ—

"મેહેતે મસ્તક મૂક્યો હાથ : 'ચિંતા કરશે શ્રીનાથ.'
પેહેરામણી કરવી જેટલી આસામી લખી લાવો તેટલી."

(કડવું ૫ મું)

એના હૃદયમાં પ્રસંગ માગી લે તેવો કોઈ ઉચાટ નથી, અધીરાઈ નથી, અને જ્યારે વડસાસુએ લખેલી પેહેરામણીનો પત્ર ફફડતે હૈયે કુંવરબાઈ નરસૈંયાના હાથમાં મૂકે છે ત્યારે પણ 'શામળિયો અવસર નહિ ભૂલે' એ નરસૈંયાની દૃઢ ભાવના છે. નાહવા મૂકેલા ગરમ પાણીને વખતે અને મંડપમાં મૂકેલી ઠાલી છાબ વખતે પણ એની એ જ નિશ્ચિંતતા કવિ મૂર્ત કરે છે. આમાં પણ જ્યારે એ પ્રભુ સમક્ષ સહાયની ધા નાખે છે ત્યારે એના નાગરસ્વભાવ પ્રમાણે વચ્ચે 'જો નહિ આવો સુંદરશ્યામ તો છે નાગર સાથે કામ' (કડવું ૧૨ મું) એમ ધમકી કે ચીમકી પણ આપવાનું ચૂકતો નથી. અને છતાં એનું શ્રદ્ધાસભર હૃદય કદી ચિંતિત બનતું નથી. નણદીની નાનબાઈને પહેરામણી રહી જતાં નણદીએ મારેલી ટકોર વિશે કુંવરબાઈ પિતાને કહે છે ત્યાં એ સ્પષ્ટ જ છે :

"મેહેતાજી કહે : 'પુત્રી મારી, સમરો મીંગોપાળજી!
એક તાંતણો હુથી ન મળે; બેઠા વજાડું તાળ જી.'"

(કડવુ ૧૬ મુ)

અનન્યભક્તનુ આ પ્રેમાનંદની પ્રતિભાનું—એના માનવસ્વભાવદર્શનનું સુભગ ચિત્રણ છે.

પ્રેમાનંદે બે ગૌણ પુરુષોને મૂર્ત કર્યા છે તેમા નારદ સામાન્ય રીતે પુરાણોમાં જેવા મળે છે તેવો છે. 'દશમસ્કંધ'મા તો ભાગવતની છાયાનો જ છે એ સ્પષ્ટ જણાય છે, પણ 'નળાખ્યાન'મા પણ એની કોટિ એવી જ રહે છે; અને—

"નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જ્યાંહા બેઠા દેવ."

(કડવું ૧૭ મુ)

ત્યા જઈ એ ઇંદ્રાદિ દેવોને દમયંતીને વરવા પ્રેરે છે અને પરિણામે નળને દૂત બની ધર્મસંકટમા મુકાવુ પડે છે બીજી વાર નારદ પરાક્રમ કરે છે તે પેલા દેવો સ્વયંવર-મંડપમા નળના રૂપમા બેઠા છે ત્યા ઇંદ્રાણી આદિ દેવપત્નીઓને હાજર કરી દે છે તે

કૃષ્ણની વાત કરિયે ત્યારે તો પાત્રાલેખનની દૃષ્ટિએ માત્ર 'અભિમન્યુઆખ્યાન' જ ધ્યાન ખેચે છે. અઘદાનવના ઉપદ્રવથી ત્રાસ પામેલા દેવોની પ્રાર્થનાથી કૃષ્ણ અઘદાનવનો વિનાશ તો કરે છે, પણ એની રાણી ગર્ભવતી હતી તે પિયર પહોચી ગયેલી ત્યા એણે અહિદાનવ નામના પુત્રને જન્મ આપ્યો. આ પુત્રે માતાની પ્રેરણાથી પિતાના સંહારક કૃષ્ણને યાદવો સહિત મારી નાખવાની પ્રતિજ્ઞા કરી તપ આદર્યું, જેના તપથી તુષ્ટ થઇને મહાદેવજીએ કીડી પણ જેમા પેસી ન શકે તેવી એક પેટી આપી. એને શ્રદ્ધા બધાઇ ગઈ હતી કે હવે કૃષ્ણને મારવાનુ સહેલુ થઇ પડશે. માતાએ સમજાવ્યુ કે કૃષ્ણે તો અનેકોનો ખોડો કાઢી નાખ્યો છે; એને જીતવો કે મારવો સુગમ વાત નથી, છતા મદે ભરેલો અહિલોચન પેટી અને સેના લઈ દ્વારિકા તરફ ઊપડી નીકળ્યો એની ઇચ્છા હતી કે કોઇપણ ઉપાયે એક વાર જો કૃષ્ણ પેટીમા આવી જાય તો પછી પહોચી વળુ. અહિલોચનની આ આશાનો ઉચ્છેદ કરવા દાનવોના ગુરુ શુક્રાચાર્યનુ રૂપ ધારણ કરી કૃષ્ણ માર્ગમા આડા આવી ઊભા અને આ માર્ગે નીકળવાનુ કારણ પૂછ્યુ. અહિદાનવે વજ્રપિંજરની વાત કહી બતાવી ત્યારે—

'એવું સાભળી હરખ્યા હરજી; 'એ કામ કઇ પેરે થાશે જી?
પેટીદ્વાર સાકડુ દીસે છે, કાળો તે કેમ સમાશે માથા૰

એ કામ કાચુ નવ કીજે, જ્ઞાનચક્ષુએ નિરખો જી
પેસી જુઓ પરમાણુ પેટીનુ, કૃષ્ણ તે તુજ સરખો. મોચા૦
પાસે મૂકયા બદલાયા જાઓ બન્યો, જુજવા નવ' ઓળખાઓ જી.
માટે પેટીમાં પેસી નીકળો, પછ'તે જાણી જાઓ. મોચા૦"

(કડવુ ૯ મુ)

લાંબી માનસિક ગડમથલ પછી અહિલોચન એ પેટીમા પેસે છે અને શુક્રાચાર્યના રૂપમા રહેલા કૃષ્ણ એ પેટી બધ કરી દે છે: અહિલોચન મરણ પામે છે એ જ્યારે બધ પેટીમાં ધમપછાડા કરતો હતો ત્યારે કૃષ્ણ કહે છે કે

". .. કૃષ્ણ તેહ હું ય, કોને ગુરુ કહે છે હુય?
મે મોટા કીધો પરપચ, તુને મારવા કેરો સચ"

(કડવું ૧૦ મુ)

કૃષ્ણને ચિંતા થઇ કે આ પેટીમા અહિલોચનનો પ્રાણ છે તે જો પૃથ્વી વિશે અવતાર ધારણ કરશે 'તો કો નહીં રેહેશે સુખે.' આ પેટી કયાથી લાવ્યા એમ કોઈ ન પૂછે એ માટે કૃષ્ણે એ સુભદ્રાના ઘરમા મૂકી, પણ 'મનની વાત કોઇને નવ કહી, આગળ વાધવુ છે વેર' (કડવુ ૧૩ મુ). કૃષ્ણપત્નીઓને કુતૂહલ થયુ કે કાઇક મારે જરઝવેરાત પતિ લાવ્યા છે અને એ બહેનને ત્યા છુપાવ્યુ છે, એટલે પત્નીઓએ સુભદ્રાને ફોસલાવી-પટાવી પેટી ઉઘડાવી. પેટી ઉઘાડતા જ અહિલોચનનો પ્રાણ સુભદ્રાના ગર્ભમા પેઠો ને અભિમન્યુ-રૂપે અવતર્યો. સુભદ્રાની પ્રસવવેદના-વખતે કૃષ્ણ વૈદ્ય થઇને આવ્યા અને ચક્રાવો ચીતર્યો, ને એનો મર્મ ગર્ભસ્થ બાળકને ભણાવ્યો છ વ્યૂહ સુધી ભણાવતા-સુભદ્રાને શાતિ થઇ ને સાતમા કોઠાની વિદ્યા અધૂરી રહી બાળકનો જન્મ થયો આ અધૂરું રાખવાનુ કારણ 'વેરી જાણી ચક્રવ્યૂહ માન્યો, ઊઠયા શ્રીગદાધરજી" (કડવુ ૨૦ મુ) બનેને હાડવેર હતુ જ. અભિમન્યુ ૬ વર્ષનો થયો ત્યારે કૃષ્ણજીના ખોળામા દાસીએ અભિમન્યુને મૂકયો

"પારથ-પુત્રે પ્રહાર માર્યો, પાટુનો પેટમાહ્ય,
તે વજ્ર થઇને વાગવા લાગ્યુ, હરિ કહે હાય હાય."

(કડવુ ૨૧ મુ)

ત્યા અભિમન્યુએ મામાને માન્વાની કૃષ્ણે જ કસને મારી સ્થાપેલો ચીલો ચાલુ રાખવાની કૃષ્ણને વાત કરી અને—

"જે અભિમન્યુ બોલ્યો વિપરીત, તે વેણ ભિડ્ડે રાખ્યું ચિત્ત."

(કડવુ ૨૨ મુ)

સોંપી દેવાની આજીજી કરે છે ત્યારે એક વીર પુરુષને છાજે તેવો જે પ્રત્યુત્તર રાવણ આપે છે :

"ઇંદ્ર સમુદ્ર મહારુદ્ર વશ કીધા, ત્રિભોવનપતિ માહારુ નામ,
કુંભકરણ સરખો બાધવ માહારે; કોણમાત્ર લક્ષ્મણ રામ ?"
(કડવું ૯ મું)

જેમ મંદોદરી સમજાવે છે તે જ પ્રમાણે કુંભકર્ણ પણ રાવણને આ ઝઘડો છોડી દેવાની વિનતિ કરે છે. કુંભકર્ણ એક વાત બહુ સૂચક રીતે કરે છે :

"હંધી સીતા નથી જીતાતી તો ક્યમ જીતારો રામ ?"
(કડવું ૧૧ મું)

આનો જે જવાબ રાવણ આપે છે ત્યાં એ બીજા ગ્રંથોના રાવણથી જુદો પડે છે :

"રાવણ કહે કુંભકરણને : ભાઈ, સાંભળ દુઃખની વાત રે;
જ્યારે દેખું હુ સતી જાનકી, જાણું હોય એ આપણી માત. વીરા૦
જો સતી ત્યાગ કરે શ્મશાનમાં તો હુ ભજું રામને સગ રે;
હાવે આજ કેમ નમું રિપુ રામને ? મુખે લાગે કાળો રગ. વીરા૦ "
(કડવું ૧૧ મું)

મંદોદરીની બીજી આજીજી વખતે એ આ હૃદય વ્યક્ત કરી નાખે છે :

'પરિબ્રહ્મ એ રામ આનંદકારી' અને 'રઘુનાથને હાથ હુ મર્યું માગું.' (કડવું ૧૩ મુ). પ્રેમાનંદે આમ કરીને રાવણના પાત્રને લૌકિકતામાંથી અલૌકિકતામાં મૂકી દીધું છે. આની પાછળ એણે માત્ર પ્રચલિત લોકમાન્યતાનેજ જોઈ જણાય છે : પ્રભુને વેરભાવે પામવાને માટેનો રાવણનો જયવિજયને સનકાદિના થયેલા શાપને પરિણામે થયેલો ત્રણ જન્મોમાંનો આ બીજો જન્મ હતો. કુંભકર્ણની જ્ઞાનદશામાં પણ આ જ હેતુ રહેલો છે.

'નળાખ્યાન'માં પ્રેમાનંદ એની સોળે કળાએ ખીલેલો જોવા મળે છે. ત્યાં નળનું પાત્ર એનું એક પ્રિય અને સર્વશ્રેષ્ઠ પાત્ર છે એમ કહિયે તો એ ખોટું નથી. થોડામાં થોડાં પાત્રોથી એણે આ વિસ્તૃત કાવ્ય સાધ્યું છે. ક્ષત્રિય રાજા એટલે તપ અને ત્યાગની મૂર્તિ. ગમે તેવી આપત્તિમાં પણ એ અડગ રહી શકે. ધર્મ-યુક્ત સદાચાર-શાસ્ત્રોક્ત પ્રકારનું ધર્મ અને આચારનું પાલન એ ક્ષત્રિય રાજવીનું પ્રધાન લક્ષણ એ આખાયે નવચિત્રાલેખનમાં રહેલું છે. પ્રેમાનંદે એને પોતાના માનવ-સ્વભાવ-દર્શનમાંથી ઓપ આપવાનો પ્રયત્ન કર્યો છે. નળ એ એક મહા-

સમય આવતાં મહાભારતનું યુદ્ધ થયું અને અભિમન્યુને હાથે માર ખાધેલા સેનાપતિ દ્રોણાચાર્યે અભિમન્યુને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી. સુભદ્રાની ઇચ્છા એવી કે પિયર રહેલી ઉત્તરા આવે તો અભિમન્યુ કદાચ યુદ્ધમાં જાય જ નહિ અને બચી જાય. દરમ્યાન અભિમન્યુ કુંતીને પગે લાગી રજા માગવા ગયો ત્યારે કુંતીએ રક્ષાની દોરી અભિમન્યુને કાંડે બાંધી. કૃષ્ણે જોયું કે જો અભિમન્યુને કાંડે આ દોરી હશે તો એને કોઈ મારી નહિ શકે, અને તો આ જન્મવેરી પોતાનો અને યાદવોનો સંહારક થઈ પડશે. એથી વૃદ્ધ બ્રાહ્મણના રૂપમાં અભિમન્યુના માર્ગ વચ્ચે આવી ઊભા. અહીં અહિલોચનને જેમ ફોસલાવી-પટાવી પેટીમાં દાખલ કરાવ્યો તેવી જ યુક્તિઓ કરી કૃષ્ણે અભિમન્યુને કાંડેથી રક્ષા-દોરી છોડાવી નાખી : 'આનંદ પામ્યા અવિનાશી. રક્ષા કીધી ફોક ૭.'

ખટપટીના પૂતળા જેવું ચિત્રણ પામતા કૃષ્ણને સ્થાને 'રુક્મિણીહરણ'માં ક્ષત્રિય બાળા—પોતાને વરવા ઇચ્છનારી પ્રિયા—ને શત્રુઓના સકંજામાંથી છોડાવનાર ક્ષત્રિયવીર તરીકે મૂર્ત થાય છે. અને પ્રેમાનંદે અહીં એમ પ્રસંગની અનુરૂપતા સાચવી લીધી છે.

પ્રેમાનંદે રજૂ કરેલા માનવોમાં 'રણયજ્ઞ'નો રામ એક મહાન વીર યોદ્ધા તરીકે ખડો થાય છે. જ્યારે સૈનાને સાગર-પાર ઉતારીને રામ લંકાને કિનારે પહોંચ્યા છે અને રામની આજ્ઞાની રાહ જોતા વાનર યોદ્ધાઓ લડવા થનગની રહ્યા છે ત્યારે 'લક્ષ્મણ કહે : સુણો, શ્રીરંગ, લોહસાંકળે બાંધ્યા માતંગ' અને એ રીતે 'કપિકુંજર બાંધ્યા છે બળે' એવું કહેતાં જ 'શ્રીરામને ચઢિયો ક્રોધ' અને

"કીધો ધનુષ તણો ટંકાર, તે શબ્દે ધ્રૂજ્યો સંસાર,'

(કડવું ૩જું)

રામની આજ્ઞા થતાં જ વાનરસૈન્ય હૂકળી ઊઠયું. આવા વીરમૂર્તિ યોદ્ધાનો ભ્રાતૃપ્રેમ—વીર હૃદયની નિર્બળતાનું પ્રતીક છે અને લક્ષ્મણની મૂર્છા વખતે પ્રેમાનંદે એ મૂર્ત કરી આપ્યું છે :

"હોય કાષ્ઠપે કઠણ પાષાણ, પાષાણપે કઠણ લોહ નિરવાણ.
લોહપે વજ્ર કઠણ લોક વદે, પણ વજ્રપે કઠણ માહારુ હદે,
જે એહેવે દુઃખે રુદે ફાટતુ નથી, એહેવું કહી રોયા રઘુપતિ"

(કડવું ૨૦ મું)

'રણયજ્ઞ'માં ખડો થતો 'રાવણ' રામાયણના રાવણ કરતા કાંઇક જુદો જોવા મળે છે. મંદોદરી જ્યારે રાવણને રામની સાથે વિગ્રહમાં ન પડતાં જાનકી પાછી

સોંપી દેવાની આજીજી કરે છે ત્યારે એક વીર પુરુષને છાજે તેવો જ પ્રત્યુત્તર રાવણ આપે છે :

"ઇંદ્ર સમુદ્ર મહારુદ્ર વશ કીધા, ત્રિભોવનપતિ માહારું નામ,
કુંભકરણ સરખો બાંધવ માહારે; કોણમાત્ર લક્ષ્મણ રામ ?"
(કડવું ૯ મું)

જેમ મંદોદરી સમજાવે છે તે જ પ્રમાણે કુંભકર્ણ પણ રાવણને આ જીદ છોડી દેવાની વિનતિ કરે છે. કુંભકર્ણ એક વાત બહુ સૂચક રીતે કરે છે :

"તુંથી સીતા નથી જીતાતી તો કયમ જીતાશે રામ ?"
(કડવું ૧૧ મું)

આનો જે જવાબ રાવણ આપે છે ત્યાં એ બીજા ગ્રંથોના રાવણથી જુદો પડે છે :

"રાવણ કહે કુંભકરણને : ભાઈ, સાંભળ દુઃખની વાત રે;
જ્યારે દેખું હું સતી જાનકી, જાણું હોય એ આપણી માત. વીરા૦
જો સતી ત્યાગ કરે સ્મશાનમા તો હું બાળું રામને સમ રે;
હાવે આજ કેમ નમું રિપુ રામને ? મુખે લાગે કાળો રંગ. વીરા૦"
(કડવું ૧૧ મું)

મંદોદરીની બીજી આજીજી વખતે એ આ હૃદય વ્યક્ત કરી નાખે છે :
'પરિબ્રહ્મ એ રામ આનંદકારી' અને 'રઘુનાયકને હાથ હું મર્યું માગું.' (કડવું ૧૩ મું). પ્રેમાનંદે આમ કરીને રાવણના પાત્રને લૌકિકતામાંથી અલૌકિકતામાં મૂકી દીધું છે. આની પાછળ એણે માત્ર પ્રચલિત લોકમાન્યતાને જ લઈ જણાય છે : પ્રભુને વેરભાવે પામવાને માટેનો રાવણનો જયવિજયને સનકાદિના થયેલા શાપને પરિણામે થયેલો ત્રણ જન્મોમાંનો આ બીજો જન્મ હતો. કુંભકર્ણની જ્ઞાનદશામાં પણ આ જ હેતુ રહેલો છે.

'નળાખ્યાન'માં પ્રેમાનંદ એની સોળે કળાએ ખીલેલો જોવા મળે છે. ત્યાં નળનું પાત્ર એનું એક પ્રિય અને સર્વશ્રેષ્ઠ પાત્ર છે એમ કહિયે તો એ ખોટું નથી. થોડામાં થોડાં પાત્રોથી એણે આ વિસ્તૃત કાવ્ય સાધ્યું છે. ક્ષત્રિય રાજા એટલે તપ અને ત્યાગની મૂર્તિ. ગમે તેવી આપત્તિમાં પણ એ અડગ રહી શકે. ધર્મ-યુક્ત સદાચાર-શાસ્ત્રોક્ત પ્રકારનું ધર્મ અને આચારનું પાલન એ ક્ષત્રિય રાજવીનું પ્રધાન લક્ષણ એ આખાયે નળચરિત્રાલેખનમાં રહેલું છે. પ્રેમાનંદે એને પોતાના માનવ-સ્વભાવ-દર્શનમાંથી ઓપ આપવાનો પ્રયત્ન કર્યો છે. નળ એ એક મહા-

કાવ્યનો ધીરોદાત્ત નાયક છે. એ કુળ અને શીલવાળી રાજકન્યાની હકીકત સાંભળી એને વરવા મન કરે છે. દમયંતી પણ એવી ક્ષત્રિય રાજકુમારી છે અને ગુણ અને શીલવાળા રાજવીની સાથે પ્રણય બાધવા ઉત્સુક બને છે. આ બનેના એકબીજા તરફના આકર્ષણમા પવિત્રતાનો કદી પણ વિચ્છેદ થતો નથી એ વાતને પ્રેમાનદ પણ ઢીલી પડવા દેતો નથી. નારદ ઋષિ પાસેથી દમયતી વિશે જાણ્યા પછી એ દમયતીને કેમ પામવી એની રાજોચિત ચિંતામા નળ રહે છે. હંસ દ્વારા પોતાનું એ કામ સાધવા મથે છે અને એમાં સફળતા પામે છે. દમયતીને પણ હસ નળને માટે ઉત્સુક બનાવે છે. નાયક અને નાયિકાના આકર્ષણની આ પહેલી પ્રારબ્ધદશા છે. પણ નળ તો ધર્મરાજવી છને ? એની કસોટી તો સ્વયવરમ ડપમા આવતા ઇદ્રાદિ દેવોના દૂત તરીકે એ દમયતી પાસે જાય છે અને ત્યા દૂતપણું સાંગોપાગ સાધવા સાવધાન રહે છે ત્યા છે દમયતીના મહેલમા નળ દમયંતીને જુએ છે ત્યારે—

> " મન મોહ પામ્યો મહીપતિ : ' ધન્ય દેવ જે વરશે સતી,
> ભોગી ભૂપને ભામિની ભોગ્ય ? ઘટે દેવને, અમો અયોગ્ય.'
> નારી પ્રત્યે નળ એમ કહે છે ' જો હુ તેગી-રૂપને લહે છે
> અમો ન જાઉં વિષયાની વાટે, અહિંયાં આવ્યો છું સાધવી માટે.
> હું તો દૂત છુ દેવતા તણો, પાળું છુ આચાર આપણો.
> તારુ પૂર્વ જનમનું પુન્ય, ભાગ્યેમા નથી કાંઈ ન્યૂન.
> જે દેવદૂત ઘેર આવ્યો, મોદવર્ધન વારતા લાવ્યો.
> અળગું કરોને અતરપટ, કરુ વાત આણીને ઊલટ.
> અમો રૂપ કોટાનકોટ ધરુ, તજી સ્વારથ પરમારથ કરુ."
>
> ( કડવું ૨૧ મું )

દમયતીને હજી આ નળ છે એવું જણાયુ નથી; તેથી જ્યારે નળ બેસીને વાત કરવાનું કહે છે ત્યારે દમયતી કહે છે કે

> " પરપુરુષ બેઠાં કેમ બેસુ ? જાણે નળ તો કહેશે એ શુ ?"
>
> ( કડવું ૨૧ મું )

નળ પોતા વિશેનો ખ્યાલ છોડાવી દેવોમાના જ કોઇ એકને વરવાનું સબળ સમર્થન કરે છે: ' નળ માનવ કદરૂપ કાયા ' એ એના શબ્દ છે, જે દમયતી સાંભળીને સળગી ઊઠે છે; પણ નળ તો દૂતકાર્ય જ સાધવાનો પ્રયત્ન કરે છે. પરતુ દમયંતી એને હવે ઓળખી જાય છે; નળ પોતે તો ' પોતે દેવનો દાસ ' છે એ જ વાતનુ સમર્થન કર્યા કરે છે, ને પોતાની નજીક દમયંતી આવતાં જ અદ્દશ્ય થઇ ચાલ્યો જાય છે.

નળ પરણીને નૈષધદેશમાં આવી પહોંચે છે. કલિ દ્વાપર દમયંતીએ સ્વયંવરમાં નળને પસંદ કર્યો, એ વાતથી ચિડાય છે અને નળને પજવવાનો આરંભ કરે છે; પિતરાઈ પુષ્કરને પ્રેરી દ્યૂત રમવાની નળ પાસે માગણી કરાવે છે. દ્યૂત માગે તો રાજવીએ એ આપવું જોઈયે એ રાજધર્મ છે. આ સિદ્ધાંતનું પાલન કરનાર નળ પુષ્કર સાથે દ્યૂત રમે છે ને હારી વનવાસ માટે નીકળી પડે છે. દમયંતી છાયા જેમ અનુસરે છે. કળિયુગ નળના હૃદયમાં પેસી દમયંતી માટે ક્રોધનું કારણ ઉપજાવે છે. નળ છેવટે દમયંતીને તજવા તૈયાર થાય છે:

> "કટકા બે પટકૂળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી.
> ગયો ડગલાં સાત જ ભરી, પ્રીત શ્યામાની સાંભરી.
> નળ વિમાસણ મનમાં કરે: 'એકલી એ કાઢીને મરે.
> વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી.
> ત્રૈલોકમોહન એ માનિની કેમ વેદના સહેશે રાનની?
> ન ઘટે મૂકી જવું મને × × ×
> સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી."
>
> (કડવું ૩૩ મું)

પણ કળિયુગના પ્રબળ બંધને એના ઉપર વિજય મેળવ્યો ને એ નાસી છૂટ્યો; પણ પ્રેમાળ નાયકનો પ્રેમ છૂટતો નથી. જ્યારે એ દૂર અતિ દૂર પહોંચ્યો ત્યારે પણ

> "નળ જળ નયણે ભરે ને કરે વિવિધ વિલાપ.
> વ્યાકુળ અંગ પોતા તણું, અવની પછાડે આપ.
> × × ×
> વડવાળે ભૂપાળ વળગ્યો, તે રુએ હૃદયા ફાટે;
> 'મોહ ધારણ, કર્મકારણ', કહે ભુજ દેઈ લલાટે.
> રાય વિલપે, ઘણું કલપે, સંભારે સુખસ્નેહ;
> 'કુબુધ આવી, મન ભાવી, અન્યાયે દીધો છેહ."
>
> (કડવું ૩૪ મું)

આપણને નાયિકા તરફના શુદ્ધ-અનુરાગવાળો નળ પાછો અયોધ્યામાં ઋતુપર્ણની હયશાળામાં જોવા મળે છે. અહીં સુદેવ એની શોધમાં આવે છે. સુદેવની ટહેલ સાંભળી 'મહિલાનાં કહાવ્યાં વચન સુણીને બાહુક નીસર્યો બહાર રે.' (કડવું ૫૨ મું). અહીં પોતે પ્રિયાને 'તે સ્ત્રીને પરહરિયે જેનું પિયુ કરતાં પેટ વાહાલું રે' એ માટે તજ્યાનું એ મસ્સમ કહે છે. સુદેવને એ 'નળ'જ છે એવી છેવટે

લગભગ ખાતરી થાય છે અને દમયંતીને જઈ એ સમાચાર કહે છે, એટલે દમયંતી ફરી સ્વયંવરને બહાને ઋતુપર્ણને કંકોતરી મોકલે છે. દમયંતીને ખાતરી જ છે કે અશ્વવિદ્યાનો જાણકાર નળ એ હશે તો જ અહીં એક દહાડામાં આવી પહોંચશે. અને એ માન્યતામાં સફળતા મળે છે. દમયંતી નળની પરીક્ષા કરવા વાડીમાં નળની પાસે રસોઈ કરાવવાની યુક્તિ અજમાવે છે. એ નળ જ છે એની દમયંતીને ખાતરી થાય છે અને તેથી બંને બાળકોને 'બાહુક' પાસે મોકલે છે તે વખતે નળના હૃદયની સ્થિતિ?

> "બાહુકે દીઠાં બાળુઆ, ઊલટ્યું અંતઃકરણ
> દામણાં માહારાં બાળકાંને દેખીને આવે મરણ.          બાહુકે૦
> કળજુગે કલ્પાંત જ કીધું, બાળક વર્ત્યાં મોસાળ.
> કોણ કૃત્ય મેં આચર્યાં? તજી અબળા અંતરિયાળ.          બાહુકે૦
> સંજોગ-સાગર ઊલટ્યો, નયણાં શ્રાવણ સમાન;
> આલિંગન દેવા કારણે સુતને કીધી સાન."          બાહુકે૦
>
> (કડવું ૫૮ મું)

આ પ્રસંગથી નળનું વત્સલ હૃદય પરખાઈ આવે છે. દમયંતી પિતાની રજાથી નળને એકાંતમાં બોલાવે છે. નળ આ વખતે દાસીને સંકોચનાં વાક્ય કહે છે જે એનાં અંતરનાં નહિ, પણ વ્યવહાર પૂરતાં છે. બીજે દિવસે એ દમયંતી પાસે જાય છે. અહીં નળની થોડીશી કામુક દશા પ્રેમાનંદ ચીતરે છે. આ ચિત્રણ પ્રેમાનંદનું આગવું છે અને નળના પાત્રને જરા ઝાંખપ આપે છે. એમ સમજાય છે કે અહીં કવિ જરા લૌકિકતામાં સરી ગયો છે અને એ લોકરંજક તત્ત્વને જ આભારી હોય. બીજી રીતે પ્રેમાનંદે નળને એકંદરે પૂરા ગૌરવથી મૂર્ત કર્યો છે.

### પ્રેમાનંદનું વ્યવહારજ્ઞાન

પ્રેમાનંદ એ લોકકવિ છે. લોકોના માનસનો ઊંડો અભ્યાસી છે. લોકોની માન્યતાઓ રીતરસમો રૂઢિઓનો પણ એ અચ્છો જાણકાર છે. એનાં કાવ્યોમાં આ તત્ત્વ પણ ઊડીને આંખે ચોંટે એ પ્રમાણે ઠેરઠેર જોવા મળે છે.

'ચંદ્રહાસ આખ્યાન' 'અભિમન્યુ આખ્યાન' અને 'શામળદાસના વિવાહ'માં આપણને લગ્નના પ્રસંગ સાંપડે છે. સમાજમાં 'ઘડિયાં લગ્ન' લેવાનો આજે પણ રિવાજ છે અને નવા સમાજમાં તો 'ઘડિયાં લગ્ન' જ લેવાય છે. મદનકુમારે 'જે લગ્ન ઉતાવળું હોય રે' (કડવું ૧૬ મું) તેવું જોનારા ગાલવ જોશી પાસે લગ્ન જોવડાવી મધ્યાહ્ને જ વિષયા સાથે ચંદ્રહાસનાં લગ્ન સાધવાનો આરંભ કર્યો:

"આવ્યા વરને ઉત્તમ ઉતારા રે, મોકલ્યા સેવક સેવા કરનારા રે.
બહુ પ્રેમદા પીઠી ચોળે રે, વર ઉષ્ણોદકે અંઘોળે રે.

× × ×

એવે દુંદભિ સર્વ ગડગડિયા રે, વિષ્ણુભક્ત વરઘોડે ચઢિયા રે.

× × ×

કરમાં કેળું શ્રીફળ લીધું રે, એને ગાલે ટપકું કેળું કીધું રે!
ઘૂસળ મુસળે પોંકી પધરાવ્યા રે, માહેરામાં ગાલવ ઋષિ લાવ્યા રે.
પછે તાણુસ છાટણાં કીધાં રે, ગાલવે ગોત્રજના નામ લીધાં રે.
આવ્યા ચોરીએ યુગ્મ નિધાન રે, મદન આપે કન્યાદાન રે."

(કડવું ૨૬ મું).

કડવા ૧૭ માંમાં ચાર મંગળ વરતાય છે અને ચારે મંગળે મદનકુમાર કિંમતી ભેટો આપે છે. કડવા ૨૫ માંમાં ચંદ્રહાસને કુંતલ નરેશે પોતાની ચંપકમાલિની કુંવરી પરણાવી એ પ્રસંગ આટલા જ ટૂંકાણમાં આવે છે 'માહેરામાં ગોત્રોચ્ચાર કીધા' એ અહીં જોવા મળે છે.

'અભિમન્યુ આખ્યાન'માં તો યુધિષ્ઠિર કૃષ્ણને દ્વારિકા કુંકુમપત્રિકા લખી મોકલે છે ત્યાંથી આરંભ થાય છે. એટલું જ કે વિરાટમાં હજી યુધિષ્ઠિરાદિ પાંડવો ગુપ્તવાસમાં છે. અભિમન્યુ મોસાળમાં હોઈ જાન જોડીને જવાની જવાબદારી કૃષ્ણને લેવાની છે. કૃષ્ણે દ્વારિકામાં જાન તૈયાર કરી અને

"કરે જાદવણી મોડામોડ, લેખે યાતી છપ્પન ક્રોડ,
અભિમન્યુને પીઠી ચોળાય, ગાલી ગાન ગળી મંગળ ગાય"

(કડવું ૨૨ મું)

કડવા ૨૩ માંમાં જાન વિરાટનગરમાં આવી પહોંચે છે

"આજ રૂડું ને રઢિયાળું રે ટેક૦
જાન લાવ્યા શ્રીજદુપતિ રે, પ્રજા તે સર્વે સામી જતી રે. આજ૦
હર્ષ હવો પાર્થ વીરને રે, આવો મળિયે શ્યામશરીર રે. આજ૦

× × ×

ઉત્તર કુંવર સામો આવિયો, સામૈયું કીધું લાવિયો રે. આજ૦
પછે તે જાન ચાલી પુર જાણી રે, જાદવણી ગીત ગાય ઘણી રે. આજ૦

× × ×

જાદવના પુત્ર સાબેલડા રે, અશ્વે ચઢ્યા અલબેલડા રે. આજ૦

સજ્યવા મેગળ આગળે રે, જાય ધસતા તે ભાગોળે રે. આજ૦
શોભે અંબાડી ને ધ્વજા રે, ઘણી, વેહેલે જોડાયા અજા રે. આજ૦
વસ્ત્ર કેશરમાં ઝબોળિયા રે, માથે તે નવરંગ ચોળિયા રે. આજ૦
રાતા તે રૂપે માકડા રે, મોટા તે મૂછના આંકડા રે. આજ૦
વરજી ચઢિયા ઘોડલે રે, પ્રદ્યુમ્ન જેની જોડલે રે. આજ૦
સામા કાકાના સાથમાં રે, નાળિયેર લીધું વરે હાથમાં રે. આજ૦
આરોસ ઉપર મોહિયે રે, ગાલે ટબકલું સોહિયે રે. આજ૦
કંઠે માળા મોતી તણી રે, તે મધ્યે મોટા મણિ રે. આજ૦
શ્રવણે કુંડળ લળકતા રે, મુગટે માણેક ઝળકતા રે. આજ૦
હાથે મીંઢળ ટબકતા રે, અંગે આભૂષણ મલકતા રે. આજ૦
નૈને રેખ કાજલ તણી રે, દંતમાં મેખ સોના તણી રે. આજ૦
છે ચિત્રાના જેવી કટી રે, બાંધી સોનેરી પટી રે. આજ૦
ચમ્મગ ચોપાસે ઢળે રે, મહા સતી જોતામાં ચળે રે. આજ૦

× × × ×

વાજતે વાજતે મંડપે આવ્યા રે, વળતાં સાસુએ વધાવ્યા રે. આજ૦
માહેરા માહે વર તે લીધલા રે, ગોત્રજયાગ ત્યાં કીધલા રે. આજ૦
કન્યાદાન વૈરાટે દીધલું રે, શરીર સંકલ્પ કીધલું રે. આજ૦
હાથેવાળો હેલામાં મળ્યો રે, વૈરાટનો સંદેહ ટળ્યો રે. આજ૦
કોમળ હાથની હથેવડી રે, અહી અમળા અલબેલડી રે. આજ૦
તે રૂપે ન જાય વરણી રે, વરકન્યા ઊઠ્યા પરણી રે. આજ૦
રીતભાત આપી ઘણી રે, પાડવને આપી પેહેરામણી રે. આજ૦"

(કડવું ૨૩ મું)

જાન આવે ત્યાંથી લઇ પહેરામણી સુધીનો કડીબંધ ખ્યાલ આપણને 'ચંદ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન'થી આવી જાય છે. 'શામળદાસનો વિવાહ' તો વિવાહનું જ કાવ્ય છે. એમાં વધુ વ્યવસ્થિત રીતે 'વિવાહ' જોવા મળે છે.

જૂનાગઢથી જાન જોડીને નરસિંહ વડનગર તરફ સિધાવે છે, પોતાની કુંવરને શક્તિ મુજબના શણગાર કર્યાં છે. એ સાબદો થાય છે ત્યાં વૈકુંઠમાંથી ભીમ વગેરે પાંડવો અને અનેક જાદવોની સાથે કૃષ્ણ નરસિંહને આવી મળે છે. સૌ જાન જોડી વડનગરને પંથે પળે છે.

"દીધા દુંદુભિ કેરા ઘાય, સેના લેઈ ચડ્યા જાદવરાય.
નાગર આવે પાલખીએ પળતા; ચોહિરાથી ચમર ઢોળતા. ૧

આંદી હસ્તી કરે હલકારા, ઘાય નાળ તણા ચળકાર.
માદી માનુની મંગળ ગાય, જે જે શબ્દ મોહિરો થાય. ૨

ચાલી સેના ને રોળે મેદની, શેષ નવ શકે ભાર જ ખમી.
રજે રવિ તાં ઢાંખ્યો થાય, એવી રીતે શ્રીનાથજી જાય. ૩

ત્યારે ભીમને કૃષ્ણજી કહેઃ 'તાત મોહોરે જૈ વધામણી દે.
વેહેવાઈને ખબર નથી, સર્વે કહેજે જૈને કથી. ૪

'કહિયેઃ આવે નરસૈંયાની જાન, તમે રાખો સાવો સામાન;
'સર્વે કેહેજે જૈને સમઝાવી : લખ્યાથી અધકી જાન આવી.' ૫

એવાં વાયક હરિનાં સાંભળી, ભીમ ચાલ્યો મોહોર પંથે પળી.
સાથે નાગર લીધા દસ વીસ; વાંસે સેના ને જગદીશ. ૬

અર્જુન અનિરુદ્ધ બલિભદ્ર સાગ, ઓધવ અક્રૂર તેજ અપાર.
એવા નવલ નાગરા જેહ, ભીમની સંગે ચાલ્યા તેહ." ૭

(કડવું ૧૯ મું)

વડનગરમાં તો નરસિંહના દીકરાની જાનનો હજી કાંઈ સમટ નથી તેથી ગોર 'આજ ત્રીજનો દિન વીતી જાય, કાલ બીજે વજાવાની બાળ રે' (કડવું ૧૬-૭) એવી પેરવીમાં છે ત્યાં ભીમ હલકાર કરતો આવી પહોંચે છે નાગરો સ્વભાવ પ્રમાણે ભીમનું થોડું ટીખળ કરે છે ને કોઠું આપતા નથી એટલે ભગવાન જાતે આવી પહોંચે છે. જાનની આવી જબરદસ્ત તૈયારી જોઈ

'મદન મેહેતાને પડી ગઈ ફાળ : 'શીદ જન્મ્યૂં'તું આ બાળ?
'પુત્રી વેળા આવ્યો નહિ કાળ.' નેત્રે વહે જળની ધાર. ૧૩'

(કડવું ૧૭ મું)

એમ મુંઝાઈને ઘરને ખૂણે જઈ બેસે છે. આવેલા યાદવ સૈન્યને જાણી વડનગરનો ગઢ પણ દુશ્મનાઈ જાય છે; પણ પ્રધાન ખુલાસો કરે છે કે આ તો દીવાન મદન મહેતાને ત્યાં જૂનાગઢથી જાન આવી છે; બીજું કાંઈ તોફાન નથી.

ત્યારે રાજાને એક જ ચિંતા હતી કે આવડી મોટી જાન આવી છે તેનું પૂરું કેમ કરશે. રાજાએ મદન મહેતાને બોલાવી સમાચાર પૂછ્યું ને મદન મહેતાએ સગપણની વિગત જણાવી—શાખ જવાનો ભય બતાવ્યો; રાજાને પ્રતીતિ થઈ કે -

'જેના પરમા ગોપીચંદન તાળ રે, તેને સમૃદ્ધિ ન હોય કદા' આવ્યા વિશ્વ તણા પ્રતિપાળ રે. ૧૫' (કડવુ ૧૮ મુ) અને

"રાય કહેઃ 'સેવક સાસળો; બીશ મા તું જરાય રે.
ખરચ ને દ્રવ્ય આપણું; પાછો ભરિશ મા પાય રે. ૧૭"

અને જાનનો યથાયોગ્ય સત્કાર કરવાની તૈયારી કરવામા આવે છે. જાનનુ સામૈયું ખુદ રાજા કરે છે, પ્રજા પણ સામૈયામા ઊલટી પડે છે જાન ગામમા આવે છે ને

"માહારે પધારયા મોહનવર, સુંદર ધરીને શોભાય જી
દેવના દુંદુભિ વાગિયા, માનુની મંગળ ગાય જી          ૧
કુંવરનો કર કૃષ્ણે સાહ્યો, 'ખમા ખમા' કરે નાથ જી.
ઉપર અલબેલો ચમર ઢોળે; ગ્રહ્યો કુંવરનો હાથ જી."          ૨
(કડવુ ૨૨ મુ)

પોખાણુ થયા પછી 'વરકન્યાને પધરાવી પાસે બેસારયા, માહારૂ રચ્યું મહારાજ જી' અને પછી ચોરી માંડવામા આવી કવિએ અહીં જે ધોળ મૂક્યા છે તે ખૂબ જ હૃદયગમ છે·

"હરિએ કાંઇ તેડાવ્યા બ્રહ્માય રે. નૌતમ વિધિએ ચોરી માંડી ચિતરવાય રે ૧
કનકને કળશે માંડી છે સજવાય રે આવે બ્રહ્મા વેદ માંડયા છે ભણવાય રે. ૨
વરકન્યાને પધરાવ્યા મંડપ માંહ્ય રે. નૌતમ વિધિએ ચોરી માંડી ચિતરવાય રે. ૩
આવે બ્રહ્મા વેદ માંડયા છે ભણવાય રે. સજ્યા કાંઇ સુંદરીએ સોળ શણગાર રે ૪
કંઠે કાંઇ રોપી છે વરમાળ રે, વરકન્યાને હાથેવાળો મેળવાય રે ૫
પેહેલુ પેહેલુ મંગળ તા વરતાય રે નિરખી નિરખી ભટ પ્રેમાનંદ ગાય રે" ૬
(કડવુ ૨૩ મું)

આ પ્રમાણે બીજુ ત્રીજુ અને ચોથું એમ ચારે મંગળ વરતાય છે અહીં ભીમની નજરે વેવાણ પડતા કૃષ્ણની રજા લઇ ભીમ વેવાણને ફટાણા ગાય છેઃ 'પેહેરે પટોળા પીરમના વેહેવાણ પ્રીતવડી જણાવો રે' વગેરે (કડવુ ૨૬ મુ)

આ આવેલી આખી સેનાને રાજા ભોજન આપે છે આમા વેવાઈઓ અને જાનૈયાઓ એકબીજાને પ્રેમથી કોળિયા આપે છે એ પ્રસંગ પણ કવિએ ઠીક ઠીક જમાવ્યો છે 'શામળદાસના વિવાહ'માનુ આખુ લગ્નચિત્ર તત્કાલીન રીતરિવાજનો આમ એક આદર્શ ખડો કરતું લાગે છે.

આમ લગ્નના રીતરિવાજ ગુજરાતમા જે પ્રકારના પ્રચલિત હતા તેની આ કાવ્યોમાથી આપણને ઝાંખી થાય છે. આવો બીજો મહત્ત્વનો પ્રસંગ સીમંતનો છે.

'અભિમન્યુ આખ્યાન'માં સુભદ્રાનું અને 'મામેરા'માં કુંવરબાઈનું સીમંત ઊજવવામાં આવેલું જોવા મળે છે.

સીમંતનો પ્રસંગ સીમંતિનીને સાસરે જ ઊજવાવો જોઈએ. આ રિવાજનાં દર્શન આપણને 'અભિમન્યુ આખ્યાન'માં થાય છે. અર્જુન અને સુભદ્રા દ્વારિકામાં હતાં :

"તે સમે અર્જુન ત્યાં હૂતા, સાસરડાંમાં માહાલે;
સાત માસ ત્યાં રાખ્યા, વિઠ્ઠલજીએ વાહાલે. સંજય૦
સુભદ્રાને સીમંત આવ્યું, બોલ્યું 'સર્વ તે સાથ;
પારથ પ્રત્યે ત્યાહારે બોલ્યા, કુશસ્થલીનો નાથ. સંજય૦
ઇંદ્રપ્રસ્થ જાઓ ઉતાવળા, અર્જુનજી રે તમો;
મોસાળું લઈને આવું છું પૂંઠળથી તે અમો.' સંજય૦
× × ×
મોહન મોસાળું લઈ આવ્યા, સાથે છે રામ.
જેને ઘટે તેવું આપિયું, ખરચ્યાં બહુ દામ. સંજય૦
દુઃશલ્યાએ બાંધી રાંખડી, થયો નકુલ ગુરાઢિયો;
વેહેવાઈ થઈને માંગતો વૃકોદર તે હઠિયો.' સંજય૦
(કડવું ૧૫ મું)

અને ભીમે 'મોસાળા'ની પહેરામણીમાં અલકમલકનું કઈનું કઈ માંગ્યું ને છેઃ 'એ લખ્યાથી અધિક આપશો તો તમારા ઘરની લાજ' (કડવું ૧૭ મું); પરંતુ ભીમે જે મજાક કરી છે તે તો ખૂબ જ મહત્ત્વની ગણાય :

"લાજ વાધશે, હરજી, તમ તણી, એટલાથી અધિક કરો;
હાથ ન પોહોંચે, હલધરજી, તો અમારાં લઈ લાએ ભરો."
(કડવું ૧૭ મું)

બધાને પહેરામણી તો પહોંચી, પણ હળધર પાંચાળીને જ પહેરામણી પહોંચાડતા ભૂલી ગયા ને પાંચાળીને ક્રોધ ચડ્યો :

"આઠ, હરિ તો ભાઈ છે તમારો, પણ ટચકો તોડ્યો સરતેજી;
એવું કહીને અંતઃપુરમાં અર્જુનને દેતી આળજી.
સુભદ્રા ગઈ કૃષ્ણની પાસે, પડી પેટડિયામાં ફાળજી.'

અને કૃષ્ણે આવી પાંચાળીને મનાવી : પાંચાળીએ 'દુઃખવેળાએ પૂરજો ચીરજી' (કડવું ૧૮ મું) એવું માગી લીધું. સીમંતનું કાર્ય પૂરું થતાં કૃષ્ણ 'સુભદ્રાને સાથે તેડી આવ્યા દ્વારિકા ગામજી" (કડવું ૧૮ મું).

કુંવરબાઈના 'મામેરા'નું સીમંત-વર્ણન વધુ વિસ્તૃત છે, છતાં બેઉમા એક જ પ્રકારની માંડણી છે. 'મામેરા'માં આરંભ સાસરિયાની નિરાશાથી થાય છે: "દુર્બળની દીકરી રાંકડી, રીત કરી આવો રાખડી" (કડવું ૩ જું) અને 'પચમાસી તો એળે ગઈ.' સીમંતના થોડા દિન રહેતા કુંવરબાઇ સાસુની પાસે આવી કંકોતરિયાને પોતાને પિયર મોકલવા વિનંતિ કરે છે. સાસુ કુંવરબાઈના પિયરની ગરીબ અવસ્થા લક્ષમા લઈ ફજેતી ન કરાવવા કહે છે; પણ કુંવરબાઈ 'દુર્બળ પણ પોતાનો સગો' એવા બાપ તરફ કંકોતરી લખી ગોરને મોકલવાની આજીજી કરે છે અને સીમંતની કંકોતરી લઇને ખોખલો પંડયો જૂનાગઢ નરસૈંયાને ત્યા આવે છે. નરસૈંયાએ—

> "ભોજન કરાવી દક્ષિણા આપી મેહેતો લાગ્યા પાયજી;
> 'મોસાળુ લઇ અમો આવીશું'—પંડયો કીધા વિદાયજી."
>
> (કડવું ૪ થુ)

અને વેલ જોતરી વૈષ્ણવ સંત-સગાં સાથે મામેરુ કરવા ઊના તરફ નીકળ્યા. આમાથી વેલ જોતરી સીમંતમા મામેરુ લઇ જવાના સામાન્ય રિવાજની પ્રતીતિ થાય છે. મામેરું લઈ નરસૈયો ઊના પહોચે છે અને ત્યાં રિવાજ મુજબ એને ઉતારો પણ આપવામાં આવે છે. પ્રેમાનંદે અહીં થોડો હાસ્યરસ વેર્યો છે.

વેવાઈ આવી પહોચતાં 'ભાવે ભેટયા બને વેવાઇ'નો રિવાજ કરવામાં આવે છે અને એ પ્રમાણે બીજા પણ પુરુષ સગા નરસૈંયાને ભેટે છે. અહીં પણ ઠીક ઠીક પ્રમાણમાં હાસ્ય વેરવામાં આવ્યું છે. પુત્રી-પિતાનો કરુણાસભર્યો-મેળાપ પુત્રીનો નમાયાપણાનો વિલાપ—અને પિતાના 'મોસાળું કરશે શ્રીનાથ' એવા અપાયેલા વિશ્વાસથી—

> "પહેરામણી કરવી જેટલી, આસામી લખી લાવો તેટલી
> લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એક વસ્ત.'

એ રીતે કુંવરબાઇ વડસાસુ પાસે 'લખો કાગળમાં જોઇયે શું ય' એમ વિનંતિ કરે છે. 'અભિમન્યુ આખ્યાન'માં તો કૃષ્ણ પૂરા ખમતીધર છે; અહીં તો નરસૈંયો અકિંચન છે. પ્રેમાનંદને હાસ્યરસ રેલાવી એમાંથી અદ્‌ભુત રસ જમાવવાનો હોઇ વડસાસુ પાસે જાણે એ ગર્વિત મજાક કરતી હોય એમ પહેરામણીની લાબી યાદી લખાવે છે. 'અભિમન્યુ આખ્યાન' અને 'મામેરા'ની યાદીનો પ્રકાર એકસરખો છે; વસ્તુઓ જુદી રીતે અહીંના પ્રસંગને અનુરૂપ આપે છે એટલું—અને

> "અમો ઘરડાએ ધર્મ લખાવ્યું, ન ઘટે ઝાઝો લોભ, વહુજી.
> એ લખ્યાથી અદકું કરો તો તમારા ઘરની શ... ... વહુજી."

પહેરામણીનો પ્રસંગ થતાં નરસૈંયાની પ્રાર્થનાથી પ્રભુ દામોદર દોશી-રૂપે લક્ષ્મીજી સાથે આવે છે અને સૌને પહેરામણી આપે છે. જેમ 'અભિમન્યુ આખ્યાન'માં પાંચાળી રહી ગયાં એમ અહીં પ્રથમ તો વડસાસુ રહી જાય છે. એ પહેલાં ચુસડિયાની હઠને પ્રથમ સમજાવી, પછી નણદી પણ બે તોલાની રાખડીના બદલામાં ઓછું કરતાં છણકો કરે છે તેને દસ તોલા આપી સમજાવી લેવામાં આવે છે. વડસાસુને 'સારું ખીરોદક ખાંધે મૂકી' (કડવું ૧૫ મું) સમજાવી લેવામાં આવે છે. આ બે છણકા ઉપરાંત ત્રીજો છણકો નણદ તરફથી એની નાનડી દીકરીને માટે થાય છે અને આકાશમાંથી કાપડું પડ્યે પહેરામણી પૂરી થાય છે.

પુત્રજન્મનો પ્રસંગ 'અભિમન્યુ આખ્યાન'મા અને 'દશમસ્કંધ'માં જોવા મળે છે. 'અભિમન્યુ આખ્યાન'માં તો પુત્રજન્મની પ્રસવ-વેદના અને એ વખતના ઉપાયોનો પણ નિર્દેશ મળે છે. ગર્ભમાં અભિમન્યુએ તોફાન કર્યું એ હકીકત ન બને તોપણ ગર્ભિણીને કેટલીક તકલીફ થાય છે જ:

"ત્વચા તણાયે ને તાપ ઊપન્યો, શરીરે વાધ્યું શીતજી.
થર થર ધ્રૂજે ને કાંઇ ન સૂઝે, ભમવા લાગ્યું ચિત્તજી.
પાધરું બોલાય નહિ ને, ટૂંકડી થઇ રસનાય જી,
નસ નીસરી કર પદ કેરી, ઊભાં નવ થવાય જી.
હલક હેડકી ને શૂળ આવે, શ્યામાને શરીરજી.
જળજળાં લોચન કાચ સરીખાં, નિશદિન વહેહેવું નીરજી.
હાલકહુલક હરિને મંદિર, વસુદેવે જાણી વાતજી.
પુત્રીની પીડા દેખીને રોવા લાગ્યાં માત તાતજી.
રૂડું થાવા રોહિણીજીએ ઉગ્ર આખડી લીધીજી;
સાત દિવસ લગી સુતાને અર્થે જળ-અંજલિ નવ પીધીજી."

(કડવું ૧૯ મું)

અહીં આવી 'આખડી' ઉપરાંત 'ધાગા ધૂપ'નાં પણ સૂચન થાય છે; અને

"ભુવા પંચાક્ષરિયા તેડાવ્યા, આવ્યા વૈદ તે વારે.
તંત્ર જંત્ર ને મંત્ર પાણી પાઈને દેતા ઘૂણીજી.
ઉતારો જોશીએ મેલાવ્યો, ત્રવટિયે છાણું ને પૂણીજી.
રાજવૈદ નવનવા આવે, જોહેતા તારુણીની નાડીજી."

(કડવું ૧૯ મું)

કવિ લોકવાયકા પ્રમાણે આમ ને આમ ત્રણ વર્ષ વીત્યાનું કહે છે અને વૈદ્યને બોલાવ્યા ને કૃષ્ણ જ વૈદ્ય થઈ આવ્યા; અને

"નાડ ગ્રહી બેઠા નરહરિ, ગ્રહ્યો સતિનીનો હાથજી.
×                ×                ×
ચક્રાવો ચીતર્યો ચતુર્ભુજે, સતિનીશું બોલ્યા રતજી:
×                ×                ×
'એ જન્મ પામવાનો જત્ર છે; કહુ તે ધરો કાનજી.'
×                ×                ×
કહેતા માંહે પ્રસવ થયો."

(કડવું ૨૦ મું)

ચક્રવ્યૂહ થાળીમા ચીતરી એમા પાણી નાખી એ ગર્ભિણીને પિવડાવવાથી સરળતાથી પ્રસવ થાય છે એ લોકમાન્યતા આપણને અહીં ચરિતાર્થ થયેલી પ્રેમાનંદ બતાવે છે પુત્રજન્મ થયે—

"પુત્ર પ્રસવ્યો, પુત્ર પ્રસવ્યો, વાત સાભળી ચોફેરીજી;
હાથા તોરણ હરિને મદિર વાજે વાજિત્ર ને ભેરીજી."

(કડવું ૨૦ મુ)

યાચકોને દાન આપ્યા અને ઇંદ્રપ્રસ્થ ગજ ધર્મને આ શુભ સમાચાર મોકલ્યા. ધર્મ રાજા હરખ્યા ને વિપ્રોને દાન આપ્યા. અર્જુને જાતકર્મ સસ્કાર પુત્રનો કર્યો. આ પછી પુત્ર થોડા માસનો થયે નકુળ ભાભીનુ આણુ વાળવા આવ્યો ને વિધિસર વિદાય આપી. અહીં "પગેલાગણુ ઘણુ એક કીધું જે પિહેરની છે શોભાજ" ને ઇંદ્રપ્રસ્થ આવતા પુત્રનુ 'અભિમન્યુ' નામ પાડવામા આવ્યું.

'દશમસ્કધ'મા પુત્રપ્રસવ પછીના કેટલાક રિવાજોનું ચિત્રણ સૂચક રીતે મળે છે. જસોદા પોતાની શય્યામા પુત્રને જોતા 'જઈ જગાડ્યા નદ' અને 'દપતી દે આલિંગન' (પુત્રને) આ વસ્તુ અસ્વાભાવિક લાગે છે, એવી જ અસ્વાભાવિકતા 'પરમેશ્વરને પયપાન કરાવે જસોમતી'ની પણ છે ગળથૂથી પૂર્વે બાળકને ધવડાવવામાં નથી આવતુ, બાકી જન્મ થયે બહાર ઉત્સવ થાય એ તદ્દન સ્વાભાવિક છે:

"ઘર ઘર પ્રત્યે વાત પોહોતી વધામણી રે.
અપ્પાણા લાવે નાર ગોપી સોહામણી રે.
માગણ ચારણ ભાટ બંદીજન જસ ભણે રે.
પય દધિનો કર્દમ નદને આગણે રે.

માલણ લાવે પુષ્પ, પાન તંબોલણી રે.
કુકુમ હાથા આર દેતી ગોવાળણી રે.
અશોક આમ્ર-પત્ર તોરણ દ્રોઇ તણા રે.
સોવન મઢયા શ્રીફળ, મધ્ય સોહામણા રે.
ગોપવધૂ કરે સણગાર લાખેણી લોભરી રે.
પુત્ર જોવાને નંદ-ઘેર ચાલી મોહ-ભરી રે.
ભૂષણ અંબર-ભેટ ભાવે લાવતી રે
મુક્તાફળ કનક-પુષ્પ હરિને વધાવતી રે.
સ્નાન કરી નંદરાય વૃદ્ધિશ્રાદ્ધ કરે રે
સંતોષ્યા જાચક જન, વિમુખ નવ ફરે રે

(કડવુ ૧૯ મુ)

રાજદરબારમાં પુત્રજન્મને પ્રસગે થતી ધામધૂમની સાથે જન્માષ્ટમીની વળતી સવારે વૈષ્ણવ-મદિરોમા થતા 'નંદમહોત્સવ'ની પણ આમા છાપ જણાય છે કસે પણ નંદરાયને ત્યા પુત્રજન્મને "ઘરેણુ આમળા ટાપી લઈ જાઓ સુતને લાગે" (કડવુ ૨૦મુ) એવો સેવકોને હુકમ કર્યો છે. મથુરામા ત્યા નંદને વસુદેવ મળ્યા ત્યારે વસુદેવે કરેલી બે સૂચના ધ્યાન ખેચે છે

"રમાડવા જેવો છે તન, બોલાવે મારી વતી
જમરો મા ખાટી વસ્ત, પુત્રને ભારે છે."

(કડવુ ૨૧ મુ)

'બાળકોને બોલાવજો' આમ કહેવાનો આજે પણ સર્વસામાન્ય વ્યવહાર છે તળ ગુજરાતમા 'મોટેરા'ને માટે પણ બોલાવવાનુ કહેવાનો રિવાજ છે.

પૂતનાના દેહ ઉપરથી કૃષ્ણને છોડાવી લાવ્યા પછી મૂળ સ. ભાગવતમા વિસ્તારથી રક્ષાકરણ છે, અહીં પ્રેમાનદે ટૂકમા પતાવ્યું છે, પરતુ ખાસ કરીને "મસ્તક ઢાળી માત જસોદા નાખે ઉતારી પાણી" (કડવુ ૨૪ મુ) ધ્યાન ખેચનારુ છે. પ્રચલિત રિવાજની આ છાયા છે આ પછી બાળક એક માસનો થતા ઉજવણી કરવામા આવે છે. ઋષિરાય(બ્રાહ્મણ)ને બોલાવી આ સસ્કાર કરવામા આવ્યો છે અને

"શ્રી જસોદાજી વધા વર્ચંત આ જ ઝોળીએ પહોરાડુ તન
માસ દિવસે કીધો સસ્કાર, સૌભાગ્યવતી ઊભી રહી ચ્યાર.
પચરગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ધરી.

ચંદન કેસર કુંકુમ ઘણાં, પીળાં કપાળ ગોપિકા તણાં.
મળ્યાં બહુ નાહાનાં છોકરાં, જસોદાજી વહેંચે કોપરાં.
મીઠાં મુખ મહિયારી કરે, 'ઘણું જીવો કાહાન' અબળા ઉચરે.
જસોદાજીએ ઉચલી કરી, ઝોળીમાં પહોરાવ્યા હરિ."

(કડવું ૨૫ મું)

આ ઘોડિયામાં સુવડાવવાનો પહેલો પ્રસંગ ઊજવાયાના કોઈ રિવાજનું વર્ણન છે. કવિ અહીં મહિનાનું નાહ્યા પછીના કરવામાં આવતા વિધિનો ખ્યાલ આપે છે અને એ પ્રસંગે સ્ત્રીઓ ગળ્યાં મોં કરે છે અને નાના બાળકોને ટોપરું વહેંચવામાં આવે છે.

જ્યારે કૃષ્ણ વાછરડા ચરાવવા જેવડા થાય છે ત્યારે ચરાવવા જવાનો મંગળ દિવસ ઊજવવામાં આવ્યો છે. કોઈ પણ આવા શુભ પ્રસંગે ઉજવણી કરવાનો આપણો રિવાજ આમાં સમજાય છે. કૃષ્ણ 'મોટાભાઈ બલરામ વાછરું ચરાવવા જાય છે તો હું કેમ ન જાઉં' એવા પ્રકારનો ત્રાગડો કહાવે છે. એનું મન મનાવવા જસોદા નંદ પાસે આવે છે:

"વિનયયુક્ત બોલ્યાં સુંદરી : કાં બાળક આવ્યો આંસુ ભરી?
એહેને રઢ વન જવા તણી, મોકલી દ્યો, મનસા છે ઘણી.
વનનું સુખ જોઈ આવશે અપાર, નહિ કેહે : મોકલો બીજી વાર."

(કડવું ૪૦ મું)

અને નંદજી મુનિજન-બ્રાહ્મણને બોલાવી કૃષ્ણનો અભિષેક કરાવી—દાન આપી:

"કાછ કછયો પીતાંબર પટે, જડિત કંદોરો બાંધ્યો કટે.
મસ્તક મોળિયું બાંધે માત, આંજે લોચન જસોદા માત.
કુંડળ હાર, ભુજે બાજુબંધ, દર્પણમાં મુખ નિરખે ગોવિંદ.
કેસર-અર્ચિત સુભગ કપોળ, ઓઢાડી ધાબળી રાતીચોળ.
કટિએ ઘૂઘરી ઘમઘમતી, પાયે મોજડી ચમચમતી.
એક સીકું સાથે બંધન કરી, રક્ત જેષ્ટિકા સ્કંધે ધરી.
હર્યાં શાક પાક અથાણાં નાથ, સીકાં માંહે મૂક્યો ભાત.
નંદરાય હરખે આંસુ ભરે, માત જસોદા મીઠડાં કરે."

(કડવું ૪૦ મું)

અને વનમાં જવા વિદાય કરે છે; વળી સાથેના છોકરાઓને ભલામણ પણ કરે કે 'હીંડતાં આખડે તો ભુજ સાહાજો' વગેરે.

કવિને જમણનો પ્રસંગ જાણે કે બહુ ગમે છે, અને પ્રસંગ મળતાં 'શ્રાદ્ધ'માં એણે એ વિશદ રૂપે નિરૂપ્યુ છે. જમવા પૂર્વે બ્રાહ્મણોમાં નાહવાનો રિવાજ છે તે 'નાગરી ઠામ લઇને બેઠી, નાગર નાહવા જાય રે' (શ્રાદ્ધ: ૨૦ મું કડવું) અને 'સ્નાન કરી નાગર સૌ બેઠા, જેને જેશું મળતું જી' (મામેરુ: ૮ મું કડવું)—અને નરસૈંયાને નાહવા ગરમ પાણી મૂકયુ—ત્યાં સમજાય છે. શ્રાદ્ધ જમવા પૂર્વે પચગ્રાસ કાઢવાનું —કાગવાસ નાખવાનું વગેરે કરી 'ગાય શ્વાન ને વેરાગી પોષ્યા, સંતોષ્યાં ગોર ગોરાણી રે;' એમને દક્ષિણા આપી અને વસ્ત્ર પણ આપ્યાં. પછી ૨૧ મી કડીથી ૯૮ મી કડી સુધી અનેક પ્રકારની વાનગીઓની પિરસણી રજૂ કરવામાં આવી છે. બે વાર બધી ચીજો ફેરવવામા આવી અને અંતે

> જેને જોઇયે તે માગી 'લિયે,'' ગૂઠે શ્રીવૈકુંઠનાથ રે.
> કોઈ શાક શિરાવે, કોઈ ખાય પકવાન્ન, કોઈ રાયતાની આગળી ચાટે રે.
> કોઈ ખેત્રનું નખોદ વાળે, બીજામાં નવ ઘાલે હાથ રે.
> કોઈ ખાયે દહીંવડાં, કોઈ ભજિયાં ભચરકે બહુ રે.
> બાળક ખાયે ફાલસાં ને કેરી, જમી તૃપ્ત થયાં છે સહુ રે.
> કોઈ સઘળી વસ્તુ ચાખી જુએ, કોઈ એક ઉપર પાડે ધાડ રે.
> કોઈ બોલે, કોઈ જમે નીચું જોઈ, શો કહું તેનો વિસ્તાર રે.'
> જમતાં ગળા લગી ધરાઇ ગયાં, થયા ગાત્ર ઢીલાં ઘેસ રે.
> અતિશે ઓહિયા કરે સર્વે, નાગરા અશરે છે બેસ રે."

છેવટ 'છાંડચુ'' પણ લઈ લેવામાં આવ્યુ હતું અને એ પછી દાળ ભાત ને કઢી અને ઉપર ઘી: અને જમી રહ્યા પછી છાશ પીરસવામાં આવ્યાં હતાં. આ સુરતી રિવાજ પ્રેમાનંદનો દક્ષિણ ગુજરાતનો પાકો પરિચય બતાવે છે. અનેક મિષ્ટાન્ન વાનગીઓમાં સુરતી લહેરીલાલાઓના શોખનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. છેવટે દક્ષિણા આપી નાગરોને વિદાય કર્યા છે.

પચવસ્ત્ર આપવાનો રિવાજ અક્રૂર મથુરામાં રામ અને કૃષ્ણને લાવ્યો ત્યારે કંસે અક્રૂરને પચવસ્ત્ર આપ્યાના નિર્દેશથી ગુજરાતમાં વ્યાપક જણાય છે: 'અક્રૂરને આપિયાં પેહેરવાનાં પંચ વસ્ત્ર' (દશમસ્કંધ: કડવું ૪૦ મું).

'દશમસ્કંધ'માં રુકિમણીવિવાહને પ્રસંગે રુકમૈયે શિશુપાળની જાનને ઉતારવા માટેની તૈયારી કરી :

> "હય રથ ગજશાળા વિશાળ, છે રોરડા હાકડમાળ;
> સેજ્યા તકિયા આસન પરિસ્તર્ણ, ચંદ્રવા ઝુમણા ઝગે સોવર્ણ,

ઘૃતપક્વ શર્કરા બહુ પકવાન, પ્રથમ આવી આરોગે જાન,
ગોરસ ઘૃત દૂધ નવનીત, સર્વ કીધાં કામદુધાની રીત.
જળકર્મપાત્ર ઉભય-પાસા ભર્યા શીતળ જળ એલચી-વાસ્યાં."

(કડવું ૧૪૯ મું)

આમાં જમનારાની એક બાજુ માટીનાં સુવાસિત ઠંડુ પાણી ભરેલાં ઠામ મૂકયાનો નિર્દેશ ધ્યાન ખેંચે છે. આ રીતે પ્રેમાનંદના સમયની જમણવારનો પણ ખ્યાલ આવે છે.

બાળકને ભણવા બેસાડવાનો પ્રસંગ આપણને 'ચંદ્રહાસ આખ્યાન'માં જોવા મળે છે :

'પુત્રને ભણવાને કાજે ઘેર તેડયો અધ્યારુ;
ત્યા સોંપી આપ્યો પુત્રને, ભણાવવાને ભૂપાળે.'

(કડવું ૮ મું)

પ્રેમાનંદને માનશુકનમાં શ્રદ્ધા હોય એમ લાગે છે. દા. ત. 'ચંદ્રહાસ આખ્યાન'માં ચંદ્રહાસ પુરોહિતનો પત્ર લઇ પુરોહિતના પુત્ર મદનકુમારને ત્યાં જાય છે તે પ્રસંગે—

"વાટમાં વૈષ્ણવજનને મંડાયાં શુભ શુકનજી.
કાળી કપિલા ધેનુ મળી, વળી વચ્છ જેને સંગજી.
દક્ષિણ ભાગે મૃગલી સાથે ઊતર્યાં કૃષ્ણ કુરંગજી.
વળી વરકન્યા પરણી પધાર્યા ,માનિની મંગળ ગાયજી.
એવે બ્રાહ્મણનું ટોળું મળ્યું, જાતાં મારગ માંયજી,"

(કડવું ૧૧ મું)

'નળાખ્યાન'મા સુદેવે જ્યારે નળને કાગળ આપ્યો (કડવું ૧૭મું) ત્યારે નળે પોતાની જાન જોડી તે વખતે—

'અતિ શીઘ્રે સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય.
કુરંગ-કુરંગણીને સાથ, સાહામા ઊતર્યાં દક્ષિણ હાથ."

આ સારાં શુકનો, જ્યારે રુક્મિણીને પરણવા શિશુપાળની જાન આવે છે ત્યાં—

"શુકલ વદી વરઘોડે ચઢ્યો, ખરયો મુગટ, ચડતાં આખડ્યો.
હો હો શબ્દ થાય કેહેકાણ, ફાલુ ગર્દભ બોલે સીયાણ.
ઉલૂક વાયસ ઉલ્કાપાત, જાન ઉપર શોણિત-વરસાત.
ઊડે રેણુ, વાયુ વાયે, શ્યામ સર્પ વામાગે જાયે.

ધૂણે શીસ, ચિંતા મન ધરી, નથી આવવું કુચળે ઘેર ફરી.'
જરાસંધને પૂછે શિશુપાળ, કાંઈએક નેટ યારો જ ભાળ."
( કડવું ૧૬૩ મું )

આ અપશુકન.

દેવીને પૂજવા જતાં ચંદ્રહાસ આખ્યાન'માં મદનને થયેલાં અપશુકન ( કડવું ૨૪ મું ) અહીં ઉલ્લિખિત કરી શકાય. પ્રેમાનંદે સ્વપ્ન પણ આપ્યાં છે; જેવાં કે ચંદ્રહાસ આખ્યાન'માં કુંતલેશને થયેલું ક્રૂર સ્વપ્ન (કડવું ૨૪ મું), તો વિષયાને આવેલું સારું સ્વપ્ન (કડવું ૧૫મું). 'દશમસ્કંધ'માંનું કંસનું સ્વપ્ન તો મૂળ સં. ની વકછ લખાયેલું છે (કડવું ૧૧૮ મું).

મા-વિહોણા બાળકને આડોશીપાડોશીઓ ઉછેરી લે- એ આપણને 'ચંદ્રહાસ આખ્યાન'માં મળે છે. ચંદ્રહાસને લઈ ધાવ નાસી છૂટ્યા પછી 'ખાંડવું દળવું અને રોવું' (કડવું ૩ જું) કરી ચંદ્રહાસને ગુપ્તવાસમાં જેમતેમ કરી મોટો કરે છે તેવામાં મધરાતે ધોવાની વરધી આવતાં સર્પદંશથી ધાવ મારી જાય છે ત્યારે પડોશની સ્ત્રીઓ આવી એને આસનાવાસના આપે છે અને—

> "કો બાળકને પહુઆ આપે ઘણાં વર્ષની રોશી.
> કો કુંવરને કેડે ચડાવી આસનાવાસના લાગી કરવા.
> 'એ આવી જનેતા તારી, ગઈ છે પાણી ભરવા.'
> એણી પેરે તે સર્વ માનુનીએ કુંવરને માંડ્યા વાહાલું,
> કોઈ પ્રમદાએ દૂધ પાયું, કોઈએ આપ્યું ખાવું."
> ( કડવું ૩ જું )

એમ ચંદ્રહાસ મોટો થઈ જાય છે.

પતિ આવતાં આછું ઓઢીને ચાલવાના ગુજરાતી જૂના રિવાજનો ખ્યાલ ।દ્રહાસ જ્યારે આવે છે, ત્યારે—

> "વિષયા મનમાં હરખે રે, આછું ઓઢી પિયુને નિરખે રે."
> ( કડવું ૧૬ મું )

। સ્થળથી આવે છે.

અને બ્રાહ્મણોની બીજાથી અભડાવાની સુગનું પણ પ્રેમાનંદની નજર બહાર થી ગયું. 'દશમસ્કંધ'માં યાગમાં બેઠેલા ઋષિઓ પાસે ગોવાળિયા અન્ન લેવા ગયા. ારે આ સૂગ જોવા મળે છે. ત્યાં અભિમાની બ્રાહ્મણોનું ચિત્ર મૂર્ત થાય છે:

"સ્વસ્તિ શ્રીપુરી દ્વારામતી, લક્ષણ-પૂરણ કમળાપતિ,
શ્રીકૃષ્ણ ત્રિભોવન-ધણી, કૃપા કરો છો તેથી કરજો ઘણી.
લખિતંગ પત્ર ધર્મ-નરેશ, અમો ઉદયા છઉં મચ્છને દેશ.
તમારી કરુણાની છે શેહેર, વરસ ઊનર્યા વૈરાટને ઘેર." વગેરે
(કડવું ૨૨ મું)

'મદાલસા આખ્યાન'માં વિશ્વાવસુ ગંધર્વ ઉપર ઋતુજિત મહીપતિ પત્ર લખે છે તેમાં પણ 'લખિતંગ'નો નિર્દેશ છે (કડવું ૨૦ મું).

જ્યારે 'હૂંડી'માં તો 'હૂંડી'નો ખ્યાલ આપતો 'એંધાણી'નો નિર્દેશ કરતો પત્ર લખાયેલો છે; આમાં 'સ્વસ્તિ' નથી લખાયો, પણ 'સર્વોપમાજોગ' લખાયું છે :

"દ્વારકા સાગર પૂરણ બેટ, સર્વઉપમાજોગ શામળશાહ શેઠ.
તીરથવાસી છે ધનના ધણી, સાતસે રૂપૈઆ આપજો ગણી.
કારે ચઢાવીને દેજો ખરા, આપજો કોરા ને કરકરા;
ઊજળા વાના ને તાપે ચઢ્યા, આપજો ખરા બપોર પડ્યા.
આપજો ચક્રટાની છાપના, ઓગણી ને નવી સાલના.
બજાર મધ્યે દેજો રે ગણી, જેમ ચાલે આડત આપણી.
એંધાણી હૂંડીમાં લખી, ચતુર છો તમો લેજો ઓળખી." વગેરે.

(કડવું ૭ મું)

'સાનામે શ્યામળશાહ નામ' એમ અહીં 'સરનામું કર્યા'નો નિર્દેશ પણ થયો છે. આ 'હૂંડી' દ્વારકા પહોંચતાં જ્યારે શામળશાહ શેઠના હાથમાં મુકાઈ ત્યારે ત્યાં બીજી વાચના આપવામાં આવી છે, જેમાં આશય ઉપરનો છે: 'શુભનગર દ્વારામતી' 'સર્વે ઉપમાજોગ શ્યાહ' 'લખી હૂંડી નરસૈંયો સેવકનામ' 'લખી હૂંડીમાં એંધાણી' વગેરે પ્રચલિત વસ્તુઓ આ સ્થળે છે. છેલ્લે શામળશાહ શેઠ નરસૈંયા પર પત્ર લખે છે જેમાં આરંભે 'સ્વસ્તિશ્રી જૂનાગઢ શુભસ્થાને મેહેતા શ્રીનરસિંહજી' અને 'નગર

